વર્ષ ૯ મું

નવચેતન પ્રકાશન ૪૬

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૩૭

પુસ્તક ૧ લું

# પ્રયાણ

લેખક

શ્રી ઇંદ્ર વસાવડા

એમ. એ. બી. ટી.

નવચેતન સાહિત્ય મંદિર

૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ.

પ્રકાશક

પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.



આવૃત્તિ ૧ લી



કિંમત

પાકું પૂઠું રૂ. ૩-૮-૦
કાચું પૂઠું રૂ. ૩-૪-૦

વાર્ષિક લવાજમ દેશમાં

કાચું પૂઠું રૂ. ૫) :: પાકું પૂઠું રૂ. ૬)

પોસ્ટેજ અલગ

મુદ્રક : દેસાઈ મગનભાઈ છોટાભાઈ : શ્રી વીરવિજય પ્રિ. પ્રેસ
સલાપોસ ક્રોસ રોડ, ભક્તિમાર્ગ કાર્યાલય : અમદાવાદ



# સમર્પણ

બા ! પૂજ્ય કસ્તુરબા,

ત્યારે તો હું સાવ નાનો હતો. વડોદરાથી મા, ભાઇ અને બેન સાથે ત્રેલા થર્ડ ક્લાસના નાનાશા ડબ્બામાં જ્યારે બેઠા ત્યારે મોટાભાઇએ (પિતાશ્રી) કહ્યું: "પગ દાબો બેટા ! ગાંધીજી છે. કસ્તુરબા છે. મોટેરાંની સેવા કરવી એ તમારો ધર્મ છે." અને અમે હુકમ બજાવવા જ્યારે અગ્રસર થયા ત્યારે તમે તથા બાપુએ ના પાડી. પણ મોટાભાઇ એમ માને તેવા થોડા જ હતા ? અમે અમારા નાના નાના હાથો વડે તમારા પગ દાબવા ભાગ્યશાળી થયા.

સાબરમતી સ્ટેશને જ્યારે તમે ઊતરી ગયાં ત્યારે અમે પૂછયુંઃ "મોટા-ભાઇ ! કોણ ગાંધીજી ? કોણ બા ?"

અને ત્યારે મોટાભાઇએ એ અત્યંત રમૂજી અને કરૂણાજનક પ્રસંગ અમને કહ્યો હતો.

મોટાભાઇ મુંબઈથી આવતા હતા. થર્ડ ક્લાસના નાના ડબ્બામાં ખાખી સૂટ પહેરી એક બાસ્તી ઉપર લહેરથી ઊંઘતા હતા. હીરો, પિતાજીના હુકમ પ્રમાણે ડબ્બાને પહેરો દેતો હતો અને સ્ટેશન ઉપર ગાડી થોભતાં કોઈ પણ મુસાફરને અંદર આવવા દેતો ન હતો.

એક સ્ટેશને ગાડી ઊભી. લોકોનું ટોળું પ્લેટફોર્મ પર ઊભું હતું. જ્યારે ગાંધીજી અને બા-તમે ડબ્બા તરફ આવ્યાં ત્યારે હીરાએ કહ્યું હતું... નહીં...નહીં...ઇસમેં નહીં. પણ એકાએક મોટાભાઇની ઊંઘ ઊડી અને બોલ્યા "હીરા......"

હીરો સમજી ગયો અને તમે સૌ ડબ્બામાં આવ્યાં.

ગાડી ઊપડતાં ઊપડતાં જ્યારે મોટાભાઈને ખબર પડી કે ગાંધીજી ડબ્બામાં બિરાજ્યા છે ત્યારે તેમને નોકરના તથા પોતાના વર્તન તરફ ઘણું દુઃખ થયું...અને જ્યારે અમે વડોદરા સ્ટેશનેથી ડબ્બામાં દાખલ થયા ત્યારે તો સ્વહસ્તે તથા અમારા હસ્તે તમારી સેવા કરી-કરાવી જાણે એનું પ્રાયશ્ચિત્ત કર્યું.

આ પ્રસંગ પછી ઘણાં વર્ષે માને લઇ જ્યારે સાબરમતી આશ્રમ આવ્યો હતો ત્યારે તમારાં ફરી વાર દર્શન થયાં હતાં. મા તો તમને જોઈ ગદ્‌ગદ થઇ ગયાં હતાં.

આજે તમે નથી ! પણ તમારી યાદ છે ! ! એ સ્મૃતિ-એ યાદ-અમોને જીવનના કેડા વચ્ચેથી સત્પંથ ઉપર જવાને પ્રેરણા આપે...એ યાદ-તમો જીવનના જે સિદ્ધાંતો માટે જીવી ગયાં તે સિદ્ધાંતો ઉપર અગ્રસર થવા શક્તિ આપે...અને એ યાદ અમારા જીવનમાં ફોરમની જેમ ચોપાસ પ્રસરી રહે ! !

બા ! આ મારી અલ્પ કૃતિ તમારાં ચરણોમાં સમર્પિત કરું ? પૂછું ? કોને પૂછું ? પૂછવાનો યે વખત નથી. એક બાલકની જેમ હું તો આ તમારાં ચરણોમાં મૂકી વિરમું છું.

વાંસદા.
સને ૧૯૪૪.

ઇન્દ્ર વસાવડા

# નિવેદન

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના નવમા વર્ષનું ૧ લું પુસ્તક 'પ્રયાણ' શ્રી ઇંદ્ર વસાવડા કૃત રજૂ કરતાં અમને આનંદ થાય છે.

શ્રી ઇંદ્રભાઇના નવલોથી ગુજરાત અપરિચિત નથી, એમની 'શોભા'–'ધરભણી'–'ગંગાનાનીર'–નરેન' અને 'ચંદા'ને ગુજરાતે આવકાર્યાં છે, અને એજ રીતે 'પ્રયાણ'ને પણ સુંદર સત્કાર મળશે એની અમને શ્રદ્ધા છે.

'પ્રયાણ'માં આવતાં પાત્રો આપણા શ્રમજીવી ગ્રામજગતના જીવનનો આબેહૂબ ખ્યાલ આપે છે. આપણા સમાજના સૌથી અગત્યના આ હેઠળના થરને શ્રી ઇંદ્રભાઈએ વાચા આપી–તેમના હૃદય અને મનની સંવેદનાને સરળ અને ભાવવાહિ શૈલીમાં રજૂ કરી છે; જે આપણી લાગણીઓને સચેતન કરી એ જીવનપ્રત્યે સ્હાનુભૂતિ પ્રકટાવે છે; એટલુંજ નહિ પણ આ યુગના બુદ્ધિજન્ય માનવીને સ્વાભાવિક પ્રશ્ન થઇ રહે છે કે કયાં કોઇ હિલના આલીશાન પ્રાસાદમા હિંડોળાખાટે ઝૂલતું નારીવૃંદ અને કયાં આ ખેતરોમાં ફાટેલા સાળુમાં સ્ત્રીત્વનું રક્ષણ કરતું વંદના યોગ્ય ગ્રામ્ય નારી રાધુઓનું દવિત–અને ગરીબી જીવન? આપણા મહાનુંભાવ સમાજના એકજ અંગમાં કેટલો તફાવત?

એમના આ જીવનને વિકસાવવા એમના સંસ્કારનું નિરુપણ કરવા અનેક મમતા સિંચતા સિલ્લુમાઓ અને ફરામરોજ શેઠાની આ જગતને જરૂર છે કે જેમાંનું સૌ ખોઇ નાખવા છતાં કંઈક રહ્યું સહ્યું હીરજી અને રાધુને સમર્પણ કરતાં જાય છે.

શ્રી ઇન્દ્રભાઈ જે વર્ગના માનવીઓની સંવેદના અને ઊર્મિઓનું મંથન રજૂ કરે છે તે જ વર્ગમાં તેમની ઉત્ક્રાંતિ ને પોષતાં દર્શ્યો શિષ્ટ સમાજ સમક્ષ રજૂ કરતા રહે એમ આપણે ઇચ્છીશું.

'પ્રયાણ' અમારી સંસ્થાને આપવા બદલ ભાઈ ઇન્દ્રભાઈના અમો આભારી છીએ.

અમારું આવતું પુસ્તક જાણીતા લેખકની 'રાજલક્ષ્મી'ની નવલ કથા બહાર પડશે.

લી. સેવકો

**નવચેતન સાહિત્ય મંદિર**
**૨૪૫૬ : ભદ્ર; અમદાવાદ**

**પુરૂષોતમ પારેખ**
**નટવરલાલ વોરા**
**સંચાલકો**

# પ્રસ્તાવના

ગરમીના દિવસો હતા. સખત ગરમી પડતી હતી. મોટર બપોરના બાર વાગે ઊપડવાની હતી. અન્તા ગામથી મારે ચેમર જવાનું હતું.

ધૂળથી ઢંકાયેલી સડક ઉપર, વરસતી લૂમાં ચાલતો ચાલતો હું પેલી આમલીના ઝાડ નીચે આવ્યો. તેની ઘેરી છાયા કેટલી શીતળ લાગતી હતી ?

અને ત્યાં તો લંગડો હરજી ઘોડા ઉપર ચઢીને તે બાજુ આવીને બોલ્યો.

" રામરામ બાયાજી. "

" રામરામ હરજી. " મેં કહ્યું.

પણ તેના મુખ ઉપર વિષાદની ઘેરી છાયા હતી.

" કેમ હરજી ! હચ્ચી મજામાં છે ને ? "

તે કંઇ બોલ્યો નહીં, પાછળથી ખબર પડી કે બન્ને જણ વચ્ચે કંઈ લડાઇ થઇ હતી અને હરજી ક્રોધમાં ગામ છોડી જવાનો હતો.

હચ્ચીને ઘણીવાર હું મળ્યો છું. તે અન્તામાં—કાકાજીને ત્યાં કામ કરતી. અમારે ત્યાં પણ આવતી.

હરજી ચાલ્યો ગયો. હું આમલી નીચે બેઠો મોટરની પ્રતીક્ષા કરતો રહ્યો. પાસેની સડક તાપમાં તપતી હતી. સામેનાં ગામનાં ઘરનાં છાપરામાંથી જાણે જ્વાલાઓ નીકળતી હતી. અને ભરે પેટે ઝાડ નીચે બેઠો હું બાલ્યકાળનાં સંસ્મરણોમાં ઝૂલતો હતો.

આ જ લત્તામાં કાકાજીનું ઘર હતું. ત્યાં અમે ઘણીવાર આવતા ને તેમને ત્યાં રહેતા. તેમના આનંદી સ્વભાવથી તેઓ અમને કેટલી મઝા કરાવતા ? લીમડાના ઝાડ નીચે અમે ખૂબ રમતા...ને આજે...?

ત્યારે મને થયું. આ હરજી અને હચ્ચીને લઈ નવલકથા લખીશ... અને એ ઈચ્છા આજે પૂરી પડે છે.

વાંસદામાં આવ્યા પછી, આ મારી બીજી નવલકથા છે. વાડામાં, જાંબુનાં ઝાડ નીચે. નવલકથા લખતાં લખતાં અને ગંગૂના પાત્રને ખીલવતાં ખીલવતાં મેં ખૂબ આનંદ અનુભવ્યો છે. એજ આનંદ–સાત્ત્વિક આનંદ જો હું વાચકવર્ગને આપી શકું–આપી શકયો હોઉં તો મારું લખવું—હું સાર્થક માનીશ. બાકી તો બહુરત્ના વસુંધરા.

વાંસદા.
સને ૧૯૪૪.

ઈન્દ્ર વસાવડા

## ગૃહલક્ષ્મી ગ્રંથમાળા

- જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં નવચેતન પ્રકટાવ્યું છે.
- જેણે સામાજિક અને રાષ્ટ્રિય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે.
- જેણે આવતી કાલની સમાજ રચના અને સંસ્કારનું નિરૂપણ કર્યું છે.
- જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઊંચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.

વાર્ષિક લવાજમ રૂા. ૬-૦-૦ પાકું પૂંઠું. ૩ પુસ્તકો.

## નૂતન ગ્રંથમાળા

- પ્રેરક અને પ્રાણવાન સાહિત્ય આપતી આ ગ્રંથમાળાએ અમારી સફળતાની યોજનામાં પ્રાણપૂર્યો છે.
- શરૂ કર્યા પછી હજારો મિત્રો અને સાહિત્ય રસિકોએ એને અપનાવી એના પ્રેરણા અર્પતા પ્રકાશનો વસાવી લીધા છે.
- આપ આ ગ્રંથમાળાના ગ્રાહક છો? ન હોતો તુરતજ તેના ગ્રાહક બનો,

વાર્ષિક લવાજમ રૂા. ૮-૦-૦ પાકું પૂંઠું. ૪ પુસ્તકો.

## ભરત ગ્રંથાવલી

- બાળકો માટે સચિત્ર વા. લ. રૂા. ૧૦) પાકું પૂંઠું.
- વર્ષનાં પાંચ પુસ્તકો.
- બાળકોના ચારિત્ર્ય અને ઘડતરનું અલૌકિક વાંચન આ ગ્રંથમાળા ઉપરનાં પુસ્તકોથી પૂરું પાડે છે.

આપના કુટુંબમાં આ ત્રણેય ગ્રંથમાળા હોવી જ જોઈએ.

—: લખો :—

**નવચેતન સાહિત્ય મંદિર. ૨૪૫૬ : ભદ્ર; અમદાવાદ**

## [ ૧ ]

**કાચું** માટીનું ઘર, વચમાં મોટું આંગણું, આંગણામાં લીમડો અને લીમડાના થડ આસપાસ ચોરસ ચબૂતરો. હરજી આ ચબૂતરા ઉપર જ સૂતો, આંગણાને ફરતા નાના નાના ઓરડા હતા અને ઉગમણી બાજુ નાની પડસાળ અને ત્યાં આગળ એક દરવાજો. ગામની વચ્ચોવચ આ ઘર હતું.

બપોરના બે વાગ્યા હતા અને સખત ગરમી પડતી હતી. ગરમીના દિવસો હતા તેથી આ ભાગમાં સખત તાપ પડતો અને લૂ વરસતી. બે વાગ્યા હતા છતાં ખાવાનું ઠેકાણું ન હતું. લીમડા નીચેજ છાણાં સળગાવી તેણે દાળ ચઢાવી દીધી હતી પણ હરામખોર મહાજને ન જાણે કેવી દાળ આપી હતી કે ચઢતી જ ન હતી. બીજીવાર છાણાં જ્યારે સળગાવવાં પડ્યાં ત્યારે લંગડો હરજી અત્યંત ક્રોધિત થઈ ગયો અને દુકાનદારની સાતે પેઢીઓને ગાળો ભાંડવા લાગ્યો: “ મારા બેટીના...પૈસા તો ઝટ લઈ લે છે ને તે પણ મોં માગ્યા, પણ સારી ચીજ આપતાં તો મોત આવે છે. નાની નાની

વાતોમાં ય છેતરપીંડી." અને પછી ગાવાની લ્હેરમાં આવી જઈ ગાવા લાગ્યો—

"**जैसे हांडी काठ की, चढ़ै न दूजी बार**" ભાયલા આ તો કાષ્ટની હાંડી ચઢાવી છે. એક જ વારમાં બળીને રાખ થઈ જશે. બીજી વાર ચઢવાની નહીં. ભલે ને છેતરે બેટા-ભગવાન તેનો બદલો ન આપે તો મારૂં નામ હરજી નહીં."

અને પછી પોતાના જીવનાધારરૂપ બન્ને ઘોડીઓને બગલમાં દબાવી ખોડંગતો ખોડંગતો તે રસોડામાં ગયો અને એક માટલામાંથી લોટ લાવી, લીમડા નીચે બેસી, પાણી નાખી કણક તૈયાર કરવા લાગ્યો.

જ્યારે કણક બંધાઈ ગઈ ત્યારે ચાર જાડી બાટી બનાવી, દાળ તપાસવા લાગ્યો.

"હજી ય કાચી છે—શું કરૂં?" અને પછી ક્રોધ ચઢતાં, દાળની તપેલી ઉપાડી ખાળ ઉપર રેડી આવ્યો અને અર્ધ બળી ગયેલાં છાણાના ઢગલામાં પોતાની ચાર બાટીઓ નાખી, ચલમ તૈયાર કરવા લાગ્યો.

લીમડાની છાયા હતી, છતાં ગરમી સખત લાગતી હતી. ચલમમાં તમાકુ ભરી, અંગાર મૂકી, ચમલ ફૂંકવા લાગ્યો.

"બળ્યા નસીબમાં કોરી બાટીઓના કટકા જ ખાવાના લખ્યા હોય, તે દાળ શેની સીજે." એમ કહી લીમડાના થડને અઢેલી, ચલમ ફૂંકતો તે ગાવા લાગ્યોઃ

"**नहीं आवोगा कान तो लड़ लूंगी**"
"**थांकी मांकी जूनी पहचान लड़ लूंगी**"

અને ગાયનમાં તે એવો તો મશગૂલ બની ગયો, કે તેના હાથ અને તેનું શરીર ગાયનમાં સાથ આપવા લાગ્યાં. લંગડા હરજીનું આ અદ્ભુત ગાયન સાંભળી લીમડા ઉપર રહેતી ચકલીઓ પણ

માળામાંથી બહાર ડોકું કરી હરજીનું ગાયન અને તેનો આ અભિનય જોઇ મસ્ત બની ગયાં.

ગાતાં ગાતાં તેને સેકાતી બાટીઓનું પણ ભાન રહ્યું નહીં. તે તો ગાવામાં મસ્ત બની વૃંદાવનની કુંજગલીમાં ભટકવા લાગ્યો અને કન્હૈયા સાથે ફરતો ફરતો ગોપીઓને સતાવવા લાગ્યો.

એકાએક તેની ઘ્રાણેન્દ્રિયને ભાન આવ્યું, કે કંઈક વાસ આવે છે. વાસ ? હા, શેની ? બળતું હોય એની ? એમ ? શું બળે છે ? ઓહ... અરે તારીની ? મારી બેટી બાટીઓ પણ કમજાત નીકળી. દાળ તો ન સીજી તે ન જ સીજી, અને ખાળમાં ચાલતી થઈ, અને આ બાજુ બાટીઓએ દાળ ફેંકવાનું જાણે વેર લીધું. દૃષ્ટિ પડતાં જ તેણે ઘોડી વડેજ બાટીઓને પોતાના તરફ ખેંચી. લ્યો, એક બાજુ બળી ગઈ છે અને બીજી બાજુ કાચી છે; હશે ભાઈ, બળ્યા નસીબમાં જેવું હોય તેવું જ ખાવાનું મળે ના...અને પછી ઉદરની અગ્નિનો પ્રકોપ વધી જતાં તે કાચી અને બળેલી બાટીઓ જ ખાઈ નાખવાનો તેણે નિશ્ચય કર્યો. ઘોડીને સહારે ઊઠી લોટામાં પાણી ભરી લાવી, તે ચબૂતરા ઉપર ચઢીને થડને અઢેલીને બેઠો.

તેને રાંધતા આવડતું નથી, એમ જો કોઈ કહેતું તો હરજી ક્રોધિત થઈ જતો અને કહેતો: " હવે રહેવા દે, રહેવા. તને બહુ સારૂં રાંધતાં આવડે છે તે. બહુ પેટમાં બળતું હોય તો મોકલાવી દેતો જાને બે જાડા રોટલા ! " અને ખરૂં જોતાં હરજીને રાંધવાનો વખત બહુ જ ઓછો આવતો. હરજી નાનો હતો ત્યારથી ફરામજી શેઠને ત્યાં નોકર હતો. આ ઘર ફરામજી શેઠનું હતું. ગામમાં એકે પાકું મકાન ન હતું. બધાં ખોરડાં આવાં કાચાં માટીનાં હતાં. છાપરાં ઉપર જૂના જમાનાનાં નળિયાં ચણેલાં હતાં, અને છતાંય, ગામમાં ફરામજી શેઠનું મકાન વખણાતું. મોટું આંગણું, લીમડાનું ઝાડ, ચબૂતરો અને આગળની ત્રણ બાજુ મોટી મોટી ઓરડીઓ...

આટલાં મોટાં ખોરડાં કોઈનાંય ન હતાં.

ફરામજીને શરૂઆતમાં તો આ ઘરમાં રહેવાનું ફાવ્યું નહીં, પણ ગામમાં આનાથી સારૂં બીજું એકે મકાન નહીં એટલે આમાં રહેવા સિવાય છૂટકો ન હતો. એક ઓરડામાં તેમનો મોટો ઢોલિયો—પલંગ—હતો, બીજામાં કબાટ હતું અને ત્રીજામાં ઘોડો અને કાચનાં વાસણ રાખવાની પેટી હતી. રાંધણિયામાં પણ તેમણે બેચાર ઘોડા કરાવી રાખ્યા હતા અને બરણીઓ વગેરે રાખી તેને સુસજ્જ કરવા પ્રયત્ન કર્યો હતો.

ફરામજીનાં પત્ની સિલ્લામાઈ એક અત્યંત સ્થૂલકાય પણ માયાળુ સ્ત્રી હતાં અને પતિદેવ પણ તેટલાજ જાડા પણ તીખા મિજાજના માણસ હતા.

આ ગામમાં આવે તેમને ઘણાં વર્ષો થઈ ગયાં હતાં અને જુદા જુદા ધંધામાં રોકાયેલા રહેતા. મકાનમાં જ દારૂનું પીઠું હતું. લંગડો હરજી આ પીઠાંનો મુખ્ય અધિકારી હતો. તેનો અધિકાર નીચે દારૂનું પીપ, દારૂ ભરવાની શીશીઓ અને નાની પ્યાલીઓ—હતાં. પીઠાનો અધિપતિ તેજ હતો, અને તેને પોતાના આ હોદ્દા માટે અત્યંત અભિમાન હતું. સવારમાં બે કલાક અને સાંજના પાંચથી સાત વાગ્યા સુધી તેની દુકાન ખુલતી. તેની દુકાન તેના જેવી વિચિત્ર હતી. અંધારો ઓરડો—એક ખૂણામાં દારૂનું પીપ, પાસે દસબાર શીશા અને બેચાર પ્યાલી, એક ફાટેલું ગૂણિયું. ગૂણિયા ઉપર હરજી બિરાજતો અને સામેના દ્વારમાં આવતા લોકોને દારૂ વેંચતો. આખા ગામના જાતજાતના લોકો ચિત્રવિચિત્ર પહેરવેશ પહેરી તેની દુકાને દારૂ ખરીદવા આવતા. પંડિત પેટૂમલ રાતના અગ્યાર વાગે, માથા ઉપર બુરખો નાખીને દારૂ લઈ જતા; અને શેઠ ચાંદમલ પોતાના નોકર અકબરઅલીને દારૂ લેવા મોકલતા. ચમાર લોકો, ઉઘાડે ડીલે, એક માત્ર ઘૂંટણ સુધીનું પંચિયું પહેરીને સુરાપાન કરવા નીકળી

પડતા અને ફીદાઅલી ભાઈ વોરાજી બધા લોકોની આંખ ચોરાવીને પોતાની બોતલ–શીશી ભરાવી જતા.

ફરામજી શેઠનાં ગામ બહાર બેચાર ખેતરો પણ હતાં અને ખેતરોમાં તેમણે રોકેલાં માણસો કામ કરતાં.

આ ઉપરાંત કોન્ટ્રાકટનું પણ તેઓ કામ કરતા અને ઘર બનાવવાના, રસ્તા બનાવવાના વગેરે કોન્ટ્રેકટ પણ લેવા ચૂકતા નહીં. આ પ્રમાણે અનેક વ્યવસાયોમાં તેઓ રોકાયેલા રહેતા. પત્નીને આમ જીવન ગમતું નહીં છતાં ન છૂટકે ગામડામાં રહેવું પડતું.

બાટીને એક બટકું ભરી, થોડીક ચાવી, હરજી પાણીનો લોટો મોઢે માંડતો અને પાણીની સાથે જ તે ગળી જતો. ખાતાં ખાતાં કેટલી ગાળો તેણે બાટીને, લોટને, મહાજનને અને છાણાંને દીધી હશે તેના ગણતરી કરી શકાય તેમ નથી.

છેવટે ચારેય બાટી ખાઈ, પાણીનો લોટો ખાલી કરી, જમીન પર અફાળતો બોલ્યો—

"શેઠ પણ કોણ જાણે ક્યારે આવશે. આ તો નથી સહન થતું, બાપુ!" અને પછી બધું જેમનું તેમ પડતું મૂકી પોતાની ઘોડી ઉપર ઊભા થઈ સામેના દ્વારમાંથી થઈ પોતાના ઓરડામાં–અર્થાત્– પોતાની દુકાનમાં આવી લાગ્યો.

બપોરના ત્રણ વાગી ગયા હશે. આ પડસાળ લાંબી હતી અને તેને છેડે દુકાનનું બારણું હતું. આ જ બારણાથી ઘરમાં લોકો આવી શકતા. બીજું બારણું શેઠ આવતા ત્યારે વપરાતું અને તે તેમના તબેલામાં ઊઘડતું. તબેલામાં શેઠજીનો બળદનો ટાંગો રહેતો અને પડખે જ બળદો બંધાતા.

બારણાં બંધ હતાં અને ઓરડામાં અંધારું હતું. ઉપર છાપ-રામાંના કાણામાંથી સૂર્યનું કોઈ રડયુંખડયું કિરણ નીચે ગારની જમીન ઉપર આવીને અથડાતું. અહીં ઠંડક ઠીક હતી.

"હાય ! આ ગરમીથી પણ તોબા !" હરજી બોલ્યો અને પછી પોતાની ધોડીનો ધા કરી, સામે ખીલી ઉપર ટીંગાવેલી પોતાની જૂની, ફાટેલી, ગંદી ગોદડી ખેંચી ગૂણિયા ઉપર પાથરી તેમાં લંબાવ્યું અને બોલ્યો—

"હાશ ! જીવતી રે' મારી દુકાન. કેવી મઝાની ઠંડક છે તે."

અને પછી માથા ઉપરથી પોતાની ફાટેલી પાઘડી કાઢી તેનું ઓસીકું બનાવીને તે ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

તેને એક પછી એક વિચારો આવવા લાગ્યા. જ્યારે શેઠ–શેઠાણી ઘરે હોય છે ત્યારે તેને જાતજાતનું ખાવાનું મળે છે, પણ જ્યારે તેઓ ઘરમાં હોતાં નથી ત્યારે તેના ઉપર આફત આવી ચઢે છે. જેવું તેવું કાચુંપાકું બનાવીને પેટ ભરવું પડે છે. શેઠાણી તો દેશમાં ગયાં છે. બે માસ થયાં હજી આવવાનું નામ નથી લેતાં. અને શેઠજી ચાર દિવસથી શહેરમાં ગયા છે. રામજી જાણે ક્યારે આવશે ?

આજ પાંચ વર્ષથી તે આ ઘરમાં રહે છે. ખાવાનું, પીવાનું અને પહેરવાનું શેઠજી તેને આપે છે. પોતાના જ છોકરાની જેમ તેઓ તેને રાખે છે.

આ પહેલાનું જીવન ? તેની આંખો સામે ચિત્રો ઊભાં થવા લાગ્યાં. દસબાર વર્ષનો હતો ત્યારે તે તેની મા સાથે ભાગખાનામાં રહેતો. ગુડ્સના તે ડબ્બા, તેજ તેમનું ઘર. એક જ ડબ્બામાં પાંચ–પાંચ, છ–છ, માણસો રહેતાં. એક ખૂણામાં ઘંટી પડી રહેતી અને સવારના પહોરમાં મા ઊઠીને ઘંટી દળતી. એક બાજુ ચૂલો હતો અને ત્યાં જ લાકડાં પણ પડયાં રહેતાં. આ બાજુના ખૂણામાં નાનાં બાળકો સૂતાં અને ત્યાં જ બીજાં ગંદાં ગોદડાં ને ગોદડાંના ગાભા પડયા રહેતા. ઘરની બધી ય ચીજો આજ ડબ્બામાં સંઘરવામાં આવતી. શિયાળાના દિવસોમાં સખત ટાઢ પડતી ત્યારે બધા લોકો,

સ્ત્રીપુરુષો, આ નાના શા ડબ્બામાં ભરાઈને સૂઈ જતાં. ઉનાળાના દિવસોમાં તો ડબ્બા બહાર, ગિટ્ટી ઉપર અથવા મેદાનમાં ગમે ત્યાં લોકો સૂઈ જતા.

તે દિવસે એક નદીના પૂલ પાસે કામ ચાલતું હતું. નદીના પૂલ પાસે જ તેનો ડબ્બો હતો. ખુલ્લા બારણામાં બેઠો બેઠો તે નદીનાં શાંત પાણીને જોતો હતો. નદીને કાંઠે મોટાં મોટાં ઝાડો હતાં અને તેમની ઘેરી છાયા નદીમાં પડતી હતી. નદીનાં પાણી કેવાં ઘેરાં દેખાતાં હતાં? પવન વાતો ત્યારે પાણી કેવાં હલવા લાગતાં? તેને થયું, લાવ, હું પણ નીચે ઊતરું. લાકડીને ટેકે–ટેકે, ખોડંગતો-ખોડંગતો તે આસપાસનું ચાલતું કામ જોવા લાગ્યો. તેની મા માથા ઉપર ટોપલો ઊંચકી. પથરાને લાઈન્સ ઉપર નાખતી. બીજા મજૂરો, પાવડા વતી તેને ઠીક કરતા. આ પ્રમાણે કામ ચાલતું હતું. તે આગળ ગયો. થોડે દૂર એક તંબૂ દેખાતો હતો. તે તરફ તે ચાલ્યો. સવારના નવ વાગ્યા હશે. વડના ઝાડ નીચે તંબૂ હતો અને ત્યાં એક જાડા પારસી ગૃહસ્થ આરામખુરશી ઉપર બેઠા હતા. સામે જ ટેબલ પડયું હતું.

"બોય, ચાય લાવ." તેમણે હુકમ કર્યો.

એક માણસ ડેરામાંથી નીકળ્યો અને ટ્રેની અંદર ચહા તથા ખાવાની સામગ્રી મૂકી ચાલતો થયો. અનિમિષ દૃષ્ટિએ તે આ બધું જોતો રહ્યો. થોડી જ વારમાં તંબૂમાંથી એક જાડી બાઈ આવી અને બીજી ખુરશી ઉપર બેસી ચહા બનાવવા લાગી. રેશમી સાડી પહેરી છે. વાળ ઉપર સફેદ કટકો બાંધ્યો છે. ધોળી ધોળી ફૂલ જેવી. તેને થયું આવી સ્ત્રી તો તેણે કોઈ દિવસ જોઈ નથી. હોવે. આ જાડા ભાઈની વહુ જ લાગે છે તો? અને બીજું ખાવાનું શું છે? જાડી જાડી પેલી ચીજ શું છે? અને સફેદ સફેદ શું લગાડે છે તેના ઉપર? અને આ કાંટાકાંટાવાળું વળી શું? તેને માટે આ અદ્દભુત દૃશ્ય હતું.

"લેઓ, ચાય તૈયાર છે. મરે રે! ક્યાં સુધી વાંચવું છે?" જાડી સ્ત્રી બોલી.

"ઓહ! સિલ્લુ કે!"

"મરેરે! એ બી ડેખાટું નઠી કે?"

"ઓહ! ડાર્લીંગ"

અને પછી પોતાનું છાપું એક બાજુ મૂકી તેમણે ચહાનો પ્યાલો હાથમાં લીધો.

આજ વખતે તેમની દૃષ્ટિ આ છોકરા ઉપર પડી. શું જુએ છે ટગર ટગર?

"એય! છોકરા! ક્યા દેખટા ટુમ?" તેઓ બરાડ્યા.

તે એવો તો ડરી ગયો કે પોતાની લાઠી લઈ જેવો નાસવા માગતો હતો કે લથડિયું ખાઈને બેત્રણ ઉલગુલાટિયાં ખાઈ ગયો.

તેમના પત્નીનું ધ્યાન આ તરફ જતાં તેઓ બોલી ઊઠયાં.

"મરે રે! બિચારાને ડરાવી માર્યો. વાગી ગયું હોશે ને?" અને તેમ બોલી તેમનાં પત્ની એકદમ ઊભાં થયાં અને ગભડેલા છોકરા તરફ ચાલવા લાગ્યાં.

તે તો એટલો બધો ડરી ગયો હતો કે રડવા લાગ્યો અને હાથ જોડી બોલવા લાગ્યો. "માફ કરો સા'બ! હવે નહીં કરૂં."

પણ પત્નીએ જોયું, છોકરાને ઠીક ઠીક વાગ્યું છે અને સાજા પગના ગોઠણમાંથી લોહી નીકળે છે.

"બોય!" તેઓએ બૂમ મારી, અને તંબૂમાંથી ચહા લાવનારો માણસ બહાર આવી બોલ્યો.

"જી."

"જી, જી. શું કરે છે! જાની, ટીંચર લાવની."

અને જ્યારે ઘા ઉપર ટીંચર આઇડીન ચોપડવામાં આવ્યું, ત્યારે તો તે બૂમ પાડીને રડવા લાગ્યો અને બોલવા લાગ્યો. "ભૂલ થઈ સરકાર, માફ કરો સરકાર, કોઈ દિવસ આમ નહીં કરૂં, સરકાર."

૨૪૯૩૬

"બહુ વાગ્યું કે ?" પત્નીએ મીઠાશથી પૂછ્યું.

બાળક તો રડતો જ રહ્યો.

પતિએ પૂછ્યું: "બોય !"

"જી."

"કેનો પોરીઓ મૂઓ છે આય ?"

"હજુર, મંદાનો."

"બોલાવ મંડાને."

જ્યારે મંદા આવી ત્યારે છોકરો જોરજોરથી રડવા લાગ્યો. તે જાણતો હતો. આજ માના હાથનો મેથીપાક અવશ્ય ચાખવો પડશે.

"તારો બુચો છે કે માય ?"

જ્યારે માથાકૂટ કર્યા પછી મંદા સમજી કે બૂચો એટલે છોકરો, ત્યારે પોતાના ઘૂંઘટામાંથી જ તેણે જવાબ દીધો: "જી. સરકાર."

"હું" તેમ કહી ફરામજી માથા ઉપર હેટ પહેરી ચાલવા લાગ્યા.

બિચારી મંદા સમજી શકી નહીં કે શા માટે તેને બોલાવવામાં આવી હતી. જતાં જતાં તેઓ બોલ્યા: "પોરીઆને આમ રખડતો મૂકી કામ કરતા...હે..." અને વાક્યને પૂરું કર્યા વગર જ તેઓ ચાલતા થયા. ભાંગેલી હિન્દુસ્તાનીમાં સિલ્લા બાનુએ આ બાઈ સાથે વાતો શરૂ કરી.

"તેરા પોરીઆ હે ?"

"હા. જી."

"બાપ ?"

"એ તો ભગવાનને ઘેર છે, મા સા'બ."

"બીજા કોઈ નહીં હૈ ?

"ના. સરકાર."

"તું જ કામ કરતી હૈ ઔર તેને પાલતી હૈ ?"

"જી સરકાર."

અને પછી પોતાની ટ્રેમાંથી માખણ લગાડેલ પાંવના કટકાને ઉપાડી છોકરાને આપી બોલ્યાં:

"ઇસકા પગને શું થયા હૈ ?

"રેલમાં કપાઈ ગયો સરકાર."

"રેલમાં ?"

"હા, માઇબાપ."

"કૈસે કપાઇ ગીયા ?"

"માઈબાપ તે નાનો હતો. હું કામ કરતી હતી. છોકરો ભારખાનામાંથી નીચે ઊતરીને આમતેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં દૂર નીકળી ગયો, સામેથી પલેટીઅર સા'બનો ઠેલો આવતો હશે, તેમાં કોણ જાણે કેમ કપાઈ ગયો. ભગવાનની દયા કે બચી ગયો નહીં તો..." અને તેમ કહીને તેની આંખમાં આંસુ આવ્યાં પછી તે આંસુ લૂછી છોકરા તરફ ફરીને બોલી: "પણ હરામખોરના તોય, ટાંટિયા સખના નથી રહેતા. બોલ શા માટે આ બાજુ આવ્યો હતો. બોલ."

"હાં, હાં...મારતી નહીં ઉસને. એ તો ઇસ બાજુ આયા હોસે. જતાં જતાં ગિર પડા હોસે. તેનો વાંક નહીં...મરેરે...બિચારાકો વઢે હૈ શેની ? લે ખાઈ લે."

અને પછી તંબૂમાં જઇ પીપરમેટ લાવી છોકરાને આપી તે બોલ્યાં:

"લે ખાઇ લે."

થોડીવાર પછી તે બોલ્યાં:

"જા, કામ કર, પોરીઆને સાચવી ને લઈ જા."

અને પછી, પોતાનાં આંસુ લૂછી જ્યારે તે પોતાના ડબ્બામાં ગયો ત્યારે તેને થયું કે કેવી માયાળુ બાઈ હતી તે ! દવા લગાવીને

ખાવાનુંયે આપ્યું. જ્યારે મા કામ ઉપર ચાલી જઈ ત્યારે તે પોતાના ડબ્બામાં બેઠો બેઠો, નદીનાં શાંત પાણી જોતો જોતો માખણ ચોપડેલા પાંઉના કટકાને ખાતો રહ્યો.

પાંચેક વર્ષ પછી મા હજી પણ ભારખાનામાંજ કામ કરતી હતી. હવે તે પણ માને મદદ કરતો, એ જગ્યા ઉપર બેસી મોટા પથરાને ફોડી તેની ગિટ્ટી બનાવતો. મા ટોપલા ભરી ભરી રેલવેની લાઈનો ઉપર નાખતી. ઘણીવાર પેલી જાડી માયાળુ બાઈ યાદ આવતી પણ ત્યાર પછી તેનાં દર્શન થયાં ન હતાં. કોઈએ પ્રેમથી એવું ખાવાનું પણ આપ્યું ન હતું. સખત તાપ પડતો હતો. આસપાસ સારૂં પાણી પણ ન હતું. પાસે એક ગંદી ખાળ વહેતી અને લોકો તેનુંજ પાણી પીતા.

એકાએક તેણે જોયું, પેલા જાડા પારસી ગૃહસ્થ હતા. તે ટગર ટગર તેના તરફ જોવા લાગ્યો, પણ જેવી ચાર આંખો ભેળી થઈ કે તરતજ તે પોતાના કામમાં મશગૂલ થઈ ગયો.

લોકોએ "પાણીની તંગી છે."...એવી એવી અનેક વાતો કહી. તેમણે તે સાંભળી.

પણ તે સંખ્યા ભૂલાય તેવી ન હતી. કામ કરવાવાળા બધા મજૂરોને ઊલટી થવા લાગી અને સાથે સાથે ઝાડા પણ થવા લાગ્યા.

"કોલેરા છે, કોલેરા." ફરામજી બોલ્યા. "હવે દાક્તરની સગવડ કરવી પડશે."

પણ દાક્તરની સગવડ થાય તે પહેલાં તો તે રાત્રેજ ઘણાખરા મજૂરો યમસદન પહોંચી ગયા. તેની માતા પણ મૃત્યુશૈયાએ પડી હતી. તે ડબ્બામાં બીજા મજૂરો પણ ઝાડા અને ઊલટીથી પીડાતા હતા. તે ડબ્બો જાણે નરકાગાર બની ગયો હતો.

થોડીવારમાં તો માતાએ ડોળા ફાડી દીધા. પુત્રને છાતીએ ચાંપી, માતા પરલોક ચાલતી થઈ. તે રડતો રહ્યો. પણ બીજી ક્ષણે

તેને પણ ઊલટી અને ઝાડા થવા લાગ્યા. થોડીવારમાં તો તેની પણ શુદ્ધિ જતી રહી.

જ્યારે આંખો ખોલી ત્યારે તે આજ મકાનમાં હતો. ડબ્બામાંથી તે અહીં કેવી રીતે આવ્યો તેની તેને પણ ખબર ન હતી. કોઈ કોઈ વાર સિલ્લામાઈ આટલું જ કહેતાં.

"હું...મરેરે! કેમ છે તુંને પોરીઆ? તને તો હું લઈ આવી."

ફરામજીને એકે સંતાન ન હતું. સિલ્લામાઇને પુત્ર માટે કેટલીયે કામના હતી! પણ ઇશ્વરની ઇચ્છા નહીં એટલે શું થાય?

તેથીજ તો તેઓ તેને પુત્રની જેમ રાખતાં હતાં ને?

પછી સ્મૃતિચિત્રો એકબીજામાં ભળવા લાગ્યાં અને હરજીને ઊંઘ આવી ગઈ.

× × ×

ઊંઘમાં જ તેને લાગ્યું કે કોઈ ગાય છે:

"હરિ કે ગુન ગાઉં, હરિ કે ગુન ગાઉં"

"કોણ?" તેણે ઊંઘમાં જ પૂછ્યું.

જાણે જવાબ મળ્યો. "ગંગૂ...ગંગૂ."

"કેટલા વાગ્યા?"

"પાંચ."

ઓત્તારીની. એકાએક તે પથારીમાં બેઠો થઈ ગયો. ગજબની ઊંઘ ચઢી ગઈ. દરવાજા બહાર ગંગૂ ખરેખર ગાઈ રહ્યો હતો.

"હરિ કે ગુન ગાઉં...હરિ...ગાઉં,"

"કોણ?"

"એ તો ગંગૂ—હરિભઇયા."

"કેટલા વાગ્યારે?"

"એ ને વાગ્યા હોસે પાંચ–છ રતો."

"આજે કંઇ વહેલો?"

"એ તો થયું હરિભઈયાનાં દર્શન કરી આવું."

અને હરિભઈયાનાં દર્શન કરવા ગંગૂ હંમેશાં આવતો. ગંગૂ ગામનો તે ભિખારી હતો. પચાસ વર્ષનો હતો છતાં લાગતો હતો ત્રીસ વર્ષ જેવડો. દીંગણો માણસ, સુકલકડી અને સાવ એકલો. એક પંચિયું ઘૂંટણ સુધીનું પહેરતો અને માથા ઉપર લીરાવાળી પાઘડી લપેટતો—અને ઉઘાડે ડીલે ગામ આખામાં ભીખ માગતો ફરતો; અને ઊંઘવા સિવાય બાકીના કલાકોમાં:

"હરિ કે ગુન ગાઉં..."નું ગાયન રટયા કરતો.

"હરજીએ બારણું ખોલ્યું. બારણા બહાર એક લીમડાનું મોટું ઝાડ હતું. તેની છાંયા બારણા સુધી આવતી. તેની જ છાયામાં બેઠો બેઠો ગંગૂ 'હરિ કે ગુન' ગાઈ રહ્યો હતો.

"કેમ બાપલા! શેઠજી ક્યારે આવે છે?" ગંગૂએ પૂછયું.

હરજીએ જવાબ દીધો નહીં.

હરજી પોતાની દુકાન સાફ કરવાના કાર્યમાં મશગૂલ થઈ ગયો. જ્યારે બધું સાફસફ થઈ ગયું ત્યારે પોતાના કોથળા ઉપર બિરાજી બોલ્યો:—

"કેમ ગંગૂ, કેમ છે?"

"ઠીક છે બાપલા."

"ભીખબોખનું પતાવી લીધું છે?"

"હોવે બાપલા. જે મળ્યું તે હોજરીમાં નાખ્યું, બાપલા. આજકાલના જમાનામાં..."

"વળી તમારા જેવા ભિખારીઓને શું: કોઈ ને કોઈ મળી રહે ખરું સ્તો."

"હોવે બાપલા. ગામમાં તમ જેવા ધરમીઓનો કયાં ટોટો છે. દસ ઘર માગીએં એટલે ખાવાનું મળી રહે. દાક્તર બાબુને ઘેરથી આજે તો પૂરી મળેલી."

"એમ? પૂરી?" મોંમાં પાણી છૂટતાં હરજીએ પૂછયું.

"હા બાપલા, પૂરી અને કેરીનો રસ પણ."

"રસ?"

"હાસ્તો, એમની નાની છોડી શાંતિ કે'–"ગંગૂ નાચ તો" મેં કહ્યું: "નાચતાં ક્યાં આવડે છે." એટલે કે: ના, ના, નાચ તો સારૂં સારૂં ખાવાનું આપું."

"પછી?"

"પછી બાપલા "હરિ કે ગુન ગાઉં" ગાતો ગાતો નાચવા લાગ્યો. શાંતિબાનો નાનો ભાઇ પણ આવી લાગ્યો અને તાળી દઈ કે' "ઔર નાચ, ઔર નાચ." પછી તો નાચી નાચી થાકીને પડી ગયો."

"પછી?"

"પછી શું બાપલા—શાંતિબા દસ–બાર પૂરી લઇ આવ્યાં ને કે' "ગંગૂ વાટકો છે કે?" મેં કહ્યું: "છે મા" તો કે' "લે રસ આપું. રસ ખાઈશ?"

"હા."

"પછી બાપલા, ત્યાં જ પીપળા નીચે રસ ને પૂરી ખાધાં. પૂરી તો ખતમ થઈ ગઈ એટલે જાડી બે રોટલી આપી ને કેરીનું અથાણું પણ આપ્યું."

"કેરીનું અથાણું પણ આપ્યું?"

"આપ્યું ને બાપલા. કહું છું ને તમ જેવા ધરમીનો ક્યાં ટોટો છે. મલકમાં, દસ ઘર માગ્યું એટલે ભરાણું પેટ."

"વાહ રે, વાહ. તો તો તું આજે રસ ને પૂરી જમ્યો નહીં."

"હોવે બાપલા."

"શાબાશ!" મનમાં રસપૂરી ખાવાની તૃપ્તિ અનુભવી રહેલ હરજી બોલ્યો.

"દાક્તર બાબુના ઘરનાં બધાં બહુ સારાં લાગે છે."

"હોવે, લક્ષ્મીનો અવતાર જાણે."

અને પછી આડીઅવળી વાતો કરી ગંગૂ બોલ્યોઃ

"આજે તો આપશો ને, બાપલા?"

"હું કહું છું; ગંગૂ, તું આ લત છોડી દે."

"કેમ બાપુ?"

"કેમ બાપુ શું? આ લત સારી નથી."

"એ હું ક્યાં નથી જાણતો, બાપલા; પણ એક વાર લત પડી તે પડી; છોડાતી જ નથી. આ તમારી પાસે આવું અને થોડીક પીઉં ત્યારે જ જીવને ચેન પડે છે."

"ચેન પડે છે. અલ્યા, ભલભલા લોકો આમાં ને આમાં..."

"હ...હ...તમે તો બધું જાણો છો, પણ થોડી આપશો ને? હ...હ..."

"આપીશ, પણ આ લત સારી નથી."

"હ...હ..." ગંગૂ હસવા લાગ્યો અને બોલ્યોઃ

"બાપુ, હું ક્યાં ઝાઝી પીઉં છું. બેચાર ટીપાં પી ને દવાખાના પછવાડેના પીપળા નીચે પડ્યો રહું છું..."

અને પછી નાનામાં નાની પ્યાલીમાં, દારૂ કાઢી જ્યારે હરજીએ તેને આપ્યો, ત્યારે તેણે હરજીને જમીન ઉપર માથું ટેકવી, હજાર વાર પ્રણામ કર્યા અને પછી તે પી ગયો; ત્યારે ફરીથી હરજીએ "આ લત સારી નથી હોં." કહી પોતે પણ એક નાની પ્યાલીમાં શરાબ કાઢી અને ગટગટાવી ગયો. આ રોજનો કાર્યક્રમ હતો. રોજ હરજી તેને 'દારૂ પીવાની લત ખરાબ છે' કહી થોડીક શરાબ આપતો અને પ્યાલીમાં પોતાને માટે કાઢીને ગટગટાવી જતો અને કહેતોઃ

"ગંગૂ, ખરું કહું છું, આ લત સારી નથી." અને પછી

બન્ને જણ એકબીજા સામું જોઈ કહેતાઃ " ખરેખર, આપણા બાપ-દાદા કહેતા હતા એ વાત સાચી. દારૂની લત લાગે એટલે ઓરડાં વેચવાનાં જ રહ્યાં. હ...હ...હ. "

થોડી વારમાં તો ગામના પીવાવાળાની ત્યાં મેદની જામવા લાગી અને હરજી શરાબની શીશીઓ ભરી ભરીને આપવા લાગ્યો. આઠ વાગવા આવ્યા. અંધારૂં થવા આવ્યું. હરજીએ જોયું કે એક છોકરી લીમડાની ઓથમાંથી આ બાજુ ક્યારની ટગર ટગર જુએ છે. હાથમાં એક વાટકી છે, ફાટેલો ચણિયો ઘૂંટણ સુધી પહેરેલો છે, અને માથે મેલી જર્જરિત ઓઢણી છે; એવી એ પંદર–સોળ વર્ષની છોકરી લાગતી હતી. તેના વાળ વિખરાયેલા અને ચહેરો સુકાયેલો લાગતો હતો. " કોણ હશે એ ? હશે. મારે શી પડી છે ? " તે બબડ્યો. બેત્રણ વાર છોકરી ત્યાંથી ખસી ચાલી ગઈ હતી અને પાછી ત્યાં જ આવીને દારૂ લેનારા-ઓની ધમાલ જોતી હતી.

" અરે હરજી–ઓ હરજી..." દારૂની શીશી મોઢા સુધી લાવી એક જુવાન બકતો હતોઃ "દારૂ તો સાર્રો બનાયવો છે તો...હું." અને પછી હેડકી ખાઈ બોલ્યોઃ " થોડી વધારે નહીં આપે ? "

" મૂક પૈસા, ને લઈ જા. "

" અરે...પૈસા–પસા શું કરે છે, પૈસા તો ખજાનામાં ઘણા...ણા...ય પડ્યા છે તો. "

" તો લઈ આવ ને–શરમ નથી આવતી, રોજ ઉધાર માગતાં ?"

" અબે ! ઊસમેં શરમની ચ્યોં વાત આવી ? "

હરજીની આંખો કોઈકને શોધતી હોય એમ લાગતું હતું. પાલુ–મેઘા મેઘવાળની છોકરી રોજ સાંજના લગભગ દીઆથમે આવતી અને મીઠી મીઠી વાતો કરી દારૂ લઈ જતી. આજે તે હજી દેખાતી નથી.

અંધકાર વધવા લાગ્યો. હરજીએ ગ્યાસતેલની પતરાની દીવી સળગાવી પૈસા ગણવા માંડ્યા, ત્યાં તો છમછમ કરતી પાલુ આવી લાગી.

"કોણ?"

"બીજું કોણ, પાલુ."

"પાલુ, આવી કે?"

"કેમ ન આવું?"

"આજે બહુ મોડી આવી?"

"મોડી આવી તે ઘરમાં કામ હોય કે નહીં."

"કામ તો હોય જ ને, હેં. કેમ છે બાપને?"

"પડ્યો છે. થોડો દારૂ આલને."

"પૈસા લાવી છે?"

"પૈસા? ક્યાંથી લાવું પૈસા?"

"કેમ? બાપ નથી આલતો?"

"માંદો પડ્યો છે ત્યારથી એક પાઈની પણ કમાણી નથી."

"તું કાને નથી જતી?"

"જાઉં છું ત્યારે તો બે ટંક ખાવાનું મળે છે."

"એમ? વારુ ત્યારે આ દારૂ શા માટે લઈ જાય છે?"

"દારૂ? બાપ મરવા પડે છે નથી મળતો ત્યારે અને તમે છો પછી..."

"હું મરી જઈશ પછી?"

"આવું બોલશો માં." આંખ મટકાવી તે બોલી. પાલુ આમ દેખાવે ઠીક હતી, અને તેમાંય તે પટિયાં પાડી, સુંદર લૂગડું પહેરી નીકળતી ત્યારે તો વધુ સુંદર લાગતી.

"મરે તમારો દુશમન."

હરજી એક ક્ષણ આ ખૂબસૂરત છોકરીને જોઈ જ રહ્યો.

"શું જુઓ છો? શરમાતા યે નથી. લાઓ કાઢો."

હરજીએ નાની પ્યાલીમાં દારૂ કાઢ્યો અને તેની વાટકીમાં રેડ્યો.

"લે પીશ ને?" હરજીએ પૂછ્યું.

"ના રે! આ તો બાપ માટે લઈ જાઉં છું. મારે ને દારૂને બાર ગાઉનાં છેટાં."

"હવે ખોટું શું બોલે છે; લે, પી."

"મારા હમ...કોઇ દી પીતી નથી...આ તો તમે આગ્રહ કરો ત્યારે..."

"લે...લે હવે." અને જ્યારે તેને હરજીએ દારૂ આપ્યો, ત્યારે તેણે પ્યાલી મોઢામાં મૂકી, એવું મોઢું બગાડયું કે જાણે મોઢામાં ક્વીનાઇન રેડયું હોય.

"ખરૂં કહું છું. શરાબ ચીજ છે બૂરી." અને તેમ કહી પોતે પણ મુખમાં રેડી.

"તો પીઓ છો શા માટે?" પાલુએ પૂછ્યું.

આ અણુધાર્યા પ્રશ્નથી હરજી મૂંઝાયો અને ગલ્લાતલ્લા કરવા લાગ્યો અને કૃત્રિમ હાસ્ય કરી પાલુ સામે જોવા લાગ્યો. પાલુ એકાએક ઊભી થઇને બોલી: "જાઉં છું. હવે કોઇ દી પીતા નહીં."

"ના રે...બાપના હમ...આ તે..." અને વાક્ય પૂરૂં થાય તે પહેલાં તો તે ત્યાંથી અદૃશ્ય થઈ ગઇ.

જ્યારે પાલુ ચાલતી થઇ ત્યારે લીમડાના થડમાંથી પેલી છોકરી હિંમત કરી બહાર આવી અને ધીમે ધીમે દુકાન તરફ ચાલવા લાગી. પણ આગળ ચાલતાં તેના પગ જ ઊપડતા ન હતા; પણ અંધારું હતું એટલે તેને કોઇ જોતું નથી, એવી ખાત્રી થતાં તે સહેજ આગળ ધપી. હરજી બારણાં બંધ કરતો હતો ત્યાં તો દીવીના મંદ પ્રકાશમાં કોઇ તેને દેખાયું.

"કોણ?"

"એ તો હું." બીતાં બીતાં તે બોલી.

"હું કોણ?" સત્તાવાહી સ્વરોમાં હરજીએ પૂછ્યું. ડરતી ડરતી તે બાળા બોલી: "રાધુ."

" રાધુ કોણ પણ ?"

" રાધુ લંગડી."

" લંગડી ? વાહ જોઉં લંગડીને ?" અને તેમ કહી હરજીએ દીવી ઉપાડો અને આગન્તુક વ્યક્તિનું નિરીક્ષણ પગથી મુખ સુધી કરવામાં પ્રવૃત્ત થયો. પગનાં તળિયાં એવી રીતે વળેલાં હતાં કે બન્ને પગને બદલે પંજા ઉપર જ તે ઊભી હતી. સુકાયેલું શરીર, મેલી, ફાટેલી ઘૂંટણ સુધીની ઘાઘરી...ઊતરેલું મુખ–વાળની લટો ઘૂંચવાયેલી...વાહ–ગજબની છે તો લંગડી.

" વાહ! રાધુ લંગડી કે ? કયા ગામની ? તને તો હું ઓળખતો યે નથી." હરજીએ કહ્યું.

" ગોરધનપુરામાં રહેતી: એક સગાને ઘેર."

" હા. હશે પછી ?"

હરજીની આ પ્રકારની વાતચીતથી બાળા હેબતાઈ ગઈ. તે હીબકે હીબકે રડવા લાગી.

" આવડી મોટી સત્તર વરહની છોકરી રડે છે, છી, લે, બેસ અહીં." છોકરીનો હાથ પકડી તેને જમીન ઉપર બેસાડી હરજી બોલ્યો.

છોકરી વધુ રડવા લાગી.

" પણ રડે છે શા માટે ? અહીં આવી'તી શા માટે ? હં... આ હાથમાં છે શું ?"

છોકરી હાથની વાટકો સંતાડવા લાગી.

" હમજ્યો, હમજ્યો. આ હરજી નહીં હમજે તો બીજું હમજશે કોણ ? આવડી નાનકડી છોકરી અને તેય પણ પીવા લાગી છે કે ?"

" ના...ના." રાધુ બોલી.

" ના. ના; તો પછી અહીં શા માટે મરી છે ?" ક્રોધે ભરાઈને હરજી બોલ્યો.

થોડી વારે છોકરી બોલી: "મારો દાદો મરવા પડ્યો છે."

"તારો દાદો મરવા પડ્યો તેમાં મને શું?"

છોકરી આગળ બોલી શકી નહીં, તેની આંખોમાંથી પાણી પડતાં રહ્યાં.

"કોણ છે તારો દાદો?"

"હીરો માળી."

"હીરો માળી?"

"હા."

"ઓત્તારીની–એ તો મારો જૂનો ઘરાક એમ કેની? હું તો હમજ્યો–બેટમજી દેખાતા નથી તે પહોંચી ગયા હશે. અને તારો બાપ તો પેલી ડાકણ સાથે ભાગી ગયો તે પાછો આવ્યો કે નહીં?"

રાધુ મૂંગી રહી.

"હા. હા. તારા બાપને તો હું ઓળખું. ત્યારે તો તું પાંચ વરહની ગગી હતી. તારી માને અને એને રોજ મારામારી થતી. મારી દુકાનેથી જ તો, હહરીનો દારૂ લઇ જતો. અને પછી શું ઝૂડતો–શું ઝૂડતો બચારીને. એવી ઓરત તો મેં બીજી જોઇ નથી."

રાધુ મૂંગી મૂંગી સાંભળતી હતી.

"અને તારી બા જીવતી'તી ત્યારે જ તે પેલી કલાલની દીકરીને ઘરમાં રાખવાની વાતો કરતો હતો. હોવે, બરોબર યાદ છે. જ્યારે તારી બા મરી ગઇ ત્યારે દીકરો પેલી કલાલની દીકરીને લઇને પરદેશ...હં."

આ બધી વાતો આ હરજી શા માટે કરતો હશે, તે રાધુ સમજી શકી નહીં. તેનાથી બોલ્યા વગર રહેવાયું નહીં.

"દાદા મરવા પડ્યા છે. થોડીક આલોને?"

"ઓહ! એમ કેની? દારૂ લેવા આવી છે. એ તો હું હમજી જ ગેલો; પણ પૈસાબૈસા..."

"તમને હાથ જોડું, થોડીક આલો...પૈસા હું ચૂકવી દઈશ. હમણાં તો મારી પાસે કંઈ જ નથી."

"કંઈ જ નથી...એમ જો આપ્યા કરૂં તો શેઠને દીવાળું જ કાઢવું પડે ને."

"તમને હાથ જોડું..."

"ના, ના. હાથબાથ જોડીશ નહીં. મારાં બેટાં જે આવે તે બસ હાથ જોડતાં જ આવે છે. જાણે હાથ જોડવાથી જ..."

"મારા દાદા..."

"તારા દાદા જાય જહન્નમમાં." ક્રોધાવેશમાં હરજી બોલી ઊઠયો, પણ આ શબ્દો બોલતાં બોલતાં તો તેણે પીપના નળની ટોટી ખોલી નાખી હતી અને મોટી પ્યાલીમાં દારૂ કાઢી તેણે રાઘુના હાથમાંથી પ્યાલી લઈ લીધી હતી.

"લે જા. રડે છે શેની તેમાં? તને કોઈ ખાઈ તો જતું નથી ને?" અને પછી રાઘુના વ્યથિત ચહેરા તરફ જોઈ બોલ્યોઃ

"બહુ માંદો છે?"

રાઘુએ માથું ધુણાવ્યું.

"મરવા પડયો છે?"

રાઘુ શું બોલે?

"લે, લે, ગભરાય છે શેની તેમાં? ઘેર જઈ આ દારૂ પાઈ દેજે એટલે ઠીક થઈ જશે."

"મરતાં મરતાં દારૂ પીવાની તેમની ઈચ્છા પૂરી ન કરું તો..."

"તો તે સ્વર્ગમાં જાય, ખરૂં! લે કામ હોય તો આવજે, હું હમજી?" તેમ કહી, છોકરીના હાથમાં તેનો વાટકો આપી બોલ્યોઃ

"હું હમજી?"

છોકરી જોઈ રહી.

"કામ હોય તો બોલાવજે. ગભરાતી નહીં. ઘરમાં બીજું કોઇ નથી ને ?"

"જા. જા."

રાધુ જવા લાગી એટલે બોલ્યોઃ

"મૂકવા આવું ? ડરીશ નહીં ને ?"

"ના."

અને તેમ બોલી, પોતાની આંખો લૂછતી, છોકરી ચાલતી થઈ.

[૨]

રાધુ જ્યારે ફરામજીના ઘરમાંથી નીકળી ત્યારે આકાશમાં ચન્દ્ર ઊગવાની તૈયારીમાં હતો. ઉતાવળે પગે રાધુ પોતાના ખોરડા તરફ ચાલતી હતી. એકથી દોઢ કલાક ગયો હશે. દાદાને મૂકીને દારૂ લેવા તે આવી હતી. પૈસા પાસે હતા નહીં. હરજી મફત દારૂ આપશે નહીં; છતાં હિંમત કરી તે દુકાન સુધી આવી હતી. જ્યારે તેણે લોકોની ભીડ દુકાન પાસે જોઇ ત્યારે તે દુકાને જવાની હિંમત કરી શકી નહીં. બેચાર વાર આમથી તેમ આંટા મારી લીમડાના થડ પછવાડે તે સંતાઈ રહી.

ધૂળથી ઢંકાયેલો રસ્તો ચાંદનીમાં ચમકવા લાગ્યો હતો. ગલીઓને વટાવીને તે ધૂળવાળા રસ્તા ઉપર આવી લાગી હતી. તેનું ખોરડું એક બે ખેતરવા દૂર હતું. તે એક કાચું માટીનું ઝૂંપડું હતું. તેમાં તેનો દાદો મરવા પડયો હતો. નાની હતી ત્યારે તે પણ આ જ ગામમાં રહેતી હતી. તેનો બાપ ખેતી કરતો, મા ઘરનું કામ કરતી અને ખેતીમાં મદદ કરતી. લોકો કહે છે કે બાપ ગજબનો

દારૂડિયો હતો અને માને રોજ મારતો. માની રોતી, કકળતી મૂર્તિ જ્યારે તેની કલ્પનામાં આવતી ત્યારે રાધુની આંખોમાં પાણી આવતાં. રાધુ જન્મી ત્યારે જ આ ખોડ લઇને જન્મેલી એટલે તેને લોકો રાધુ લંગડી કહીને જ બોલાવતા. પાંચ વર્ષની હતી ત્યારે માતા મરી ગઈ અને બાપ બીજી કોઈ સ્ત્રીને લઈ ભાગી ગયો.

દાદાએ ખેતીનું કામ માથે લીધું; અને છોકરીને પાસેના ગામડે–ગોરધનપુરે મોકલી દીધી. ત્યાં કોઈ નાતિલાને ત્યાં છોકરી મોટી થવા લાગી.

દાદા કોઈ કોઈ વાર ગોરધનપુરે આવતા અને તેના માટે ખાવાનું લાવતા. તે પણ જિદ્દ કરી કોઈ કોઇ વાર દાદા સાથે આ ગામ આવતી. પણ જેટલા દિવસ તે આ ગામમાં રહેતી તેટલા દિવસ દાદા ચિંતિત રહેતા. તેમના મુખ ઉપર આનંદ દેખાતો નહીં. એનું કારણ તે સમજી શકતી નહીં. લોકો કહેતા કે દાદાને પણ દારૂની લત હતી અને તેને બીક હતી કે પોતે છોકરી સામે દારૂ પી ગાંડો બની જશે તો ભારે થશે; તેથી જ્યારે જ્યારે રાધુ લંગડી અહીં આવતી ત્યારે ત્યારે તેમને દારૂ પીવા મળતો નહીં અને તેથી જ રાધુને તેઓ ગોરધનપુરે રાખતા.

ત્યાં આ છોકરી ધીમે ધીમે મોટી થવા લાગી. રાધુ લંગડી ઉપર તેના નાતિલા જરા યે દયા રાખતા નહીં. ઘર આખાનું કામકાજ તેને જ કરવું પડતું; અને આમ છતાં ય રોજનાં મહેણાં સાંભળવાં પડતાં. બન્ને ટંક પૂરું ખાવાનું પણ ન મળતું. દિવસ આખો ઘરનું વતરું કરવું પડતું તે ઉપરાંત ખેતરમાં બધું કામ કરવું પડતું. બિચારી માબાપ વગરની રાધુ–લંગડી–આ બધું સહન કરતી.

કોઈ કોઇ વાર જ્યારે તેના કામમાં ભૂલ પડતી ત્યારે નાતિલા કહેતા :

" મૂઈ મરી છો પણ લંગડી...કામ કરતાં ય નથી આવડતું. "

આ બધું તે સાંભળતી, પણ જ્યારે તે લંગડી છે એમ કહેવામાં આવતું ત્યારે તેનું હૃદય ઘવાતું અને રાતના ગંદી ઓરડીના ખૂણામાં પડી પડી તે ધ્રૂસકે ધ્રૂસકે રડતી અને કહેતીઃ "ભગવાન! માબાપ વગરની તો કરી, પણ સાથે સાથે લંગડી કાં કરી?" અને પછી તેની ગોદડી તેનાં અશ્રુઓથી ભીંજાઈ જતી અને તે અંધારી ઝૂંપડી અને તેની ગોદડી સિવાય કોઈ જાણી શકતું નહીં કે તે રડી હતી.

તેને પોતાને ગામડે જવાનું ઘણું મન થતું. જ્યારે દાદા ગામડે આવતા ત્યારે તે આનંદથી નાચી ઊઠતી અને કહેતીઃ "દાદા, મને સાથે લઇ જાઓ ને. અહીં નથી ગમતું." ત્યારે દાદા કહેતાઃ "હેં! હેં!! નથી ગમતું? અને ત્યાં કેમ ગમશે, બેટા? એકલું ઘર તને ખાવા ધાશે."

પણ હવે તે કિશોરી મટી યુવાવસ્થામાં પ્રવેશી હતી. સોળસત્તર વર્ષની ગ્રામ્ય બાળા એટલે હવે તેના અંગોમાં યૌવન સંચાર કરે તો નવાઈ નહીં. હવે તે નાતિલાના શબ્દો સહન નથી કરી શકતી.

એક દિવસ બપોરના, ખાવાનું લઈ તે ખેતર જઇ રહી હતી. રસ્તામાં પગ ભરાતાં ખાવાનું ગબડી ગયું અને હાંલ્લું ફૂટી ગયું.

"લંગડી તો મૂઇ છો, પણ આંધળી ક્યારથી થઈ?" તેના કાનો ઉપર શબ્દો પડ્યા.

તે જ સાંજના તે ત્યાંથી ચાલી નીકળી. કોઈને કહ્યા વગર તે ચાલતી થઈ. જ્યારે દાદાને બારણે આવી તો દાદા ખાટલા નીચે પડ્યા પડ્યા બબડતા હતાઃ

"અબે! હરામજાદી...કાં મર ગઈ સે..."

નીચે દારૂની શીશી પડી હતી, અને ઝૂંપડીમાં દુર્ગંધ ફેલાયેલી હતી.

"દાદા! દાદા!!" તે બોલી.

"કોણ સે...દાદાનું બસું?"

"એ તો હું."

"મેરી બીબી...હ...હ..." દારૂડિયો ભાન ભૂલ્યો હતો.

તે સમજી ગઈ. દાદાને માંડમાંડ ઊભા કરી ખાટલામાં નાખ્યા. ગામનાં ખોરડાં તો મહાજને ક્યારના ય હરરાજ કરાવી નખાવ્યાં હતાં. ખેતરમાં આ એક ઝૂંપડું બચ્યું હતું.

બીજે દિવસથી દાદાને તાવ આવવા લાગ્યો. બિચારી રાધુ ગભરાઇ ગઈ. ગોરધનપુરેથી નાસી અહીં આવી, પણ અહીં તો બીજી જ આફત માથે આવી પડી. કોઇ પણ પ્રકારે દાદા બચે તેમ તે કરવા લાગી. દાદાની સેવા સુશ્રૂષામાં તેણે કંઇ બાકી રાખ્યું નહીં. પણ દાદાની તબિયત સુધરવાને બદલે દિવસે દિવસે વધારે બગડવા લાગી.

તે દિવસે સાંજના હરિવલ્લભ આવ્યો અને બૂમ મારવા લાગ્યો.

"હરખુ છે કે મરી ગયો?"

રાધુ ઝૂંપડીમાંથી બહાર આવી બોલીઃ

"કેમ?"

"કેમ શું? પૈસા ક્યારે આલવાનો છે?"

"ક્યા પૈસા?"

"બેસ, બેસ; ક્યા પૈસાવાળી. તને કોણ ઓળખે છે–ક્યાં છે હરખુ?"

"એ તો માંદા પડ્યા છે."

"માંદા પડ્યા છે. એમ કેની, દારૂ ઢીંચીને..."

"ના, ના. ખરૂં કહું છું..."

"કીધું ખરૂં. લે કહી દઉં–કાલ સાંજ સુધીમાં પૈસા નહીં મળે તો ઘર અને ખેતર બધું ય લીલાઉં કરાવી નાખીશ. હા, એમ સમજે નહીં કે હરિવલ્લભને છેતરી શકશે. ગામમાં એની માએ એવો જણ્યો નથી કે આ હરિવલ્લભની આંખ...માં..."

રાધુ ચૂપ રહી.

"સમજી કે?"

"રાધુ મૂંગી ઊભી રહી.

"મોઢામાં જીભ છે કે નહીં?"

તો યે તે મૂંગી રહી.

"મારાં બેટાં કમજાત...લે કહી દીધું સાફ...પછી કેતી નહીં." તેમ કહીને હરિવલ્લભ છોકરી સામું ડોળા ફાડતો ચાલતો થયો.

જાણે હવે છેલ્લી વાર દારૂનાં દર્શન કરવા સિવાય બીજી કોઈ અભિલાષા ન રહી હોય તેમ હરખુ વારંવાર બબડતો: "બેટા! થોડો દારૂ લાવી દઈશ."

"દાદા! દારૂ ન પીવાય..."

"હા, હા; દીકરા ન પીવાય. હું ક્યાં નથી જાણતો. તારો બાપ પણ તે જ લતમાં હેરાન થયો, ખેદાનમેદાન થઈ ગયો. હું પણ હવે મરવા પડયો છું...પણ બેટા! મરતી વખતે જો નહીં પીઉં તો...મારી ગતિ..."

"આવું કેમ બોલો છો, દાદા?" અને તે છેડાવતી આંખોમાંથી આંસુ લૂછવા લાગી.

"કેમ બોલું છું, તે તો હું યે નથી જાણતો, દીકરા; પણ જે કહું છું તે સાચું કહું છું. જો તો પેલી ડાબલીમાં કાંઇ છે?"

ડાબલી ઉઘાડી, જોઇ તે બોલી.

"કંઇ નથી દાદા."

"કંઈ જ નથી! ખરૂં કંઇ જ નથી!! હવે મારી પાસે કંઈ જ નથી!!! કાલે આ છે તે પણ નહીં હોય...તને રસ્તા ઉપર રઝળતી મૂકીને મ્હારે..."

"એવું એવું નહીં બોલશો, દાદા."

"અમથો થોડો બોલું સું દીકરા. આંતરડી વલોવાઈ જાય છે ત્યારે વેણ નીકળે છે, દીકરા."

કેટલીક વાર સુધી તે મૂંગો પડયો રહ્યો.

"આ પ્રાણ નથી નીકળતા દીકરા, કયાંકથી પણ એક ટીપું..."

"હું લઈ આવું દાદા." તે બોલી.

"કયાંથી લાવીશ બેટા ?"

"તમે તમારે પડયા રહો, હું કયાંકથી લઇ આવીશ."

"કોણ આલશે તને ?"

"આલશે, આલશે."

અને તેમ કહીને તે ઘર બહાર નીકળી પડી હતી. દુકાને આવી તેણે જોયું, કે ગ્રાહકોની ભીડ છે, તેથી તે માગી શકી નહીં.

ઘર સામે જ દેખાતું હતું. આકાશમાં ચન્દ્ર નીકળી આવ્યો હતો. સૂનાં ખેતરોમાં ચાંદની વિખરાયેલી હતી. અંદર જવાની તેની હિંમત ચાલતી ન હતી. તેના પગ ભારે થઈ ગયા હતા.

અંદર આવી. બધું શાંત હતું. વૃદ્ધ સંસારને છોડી ગયો હોય તેમ લાગતું હતું. તેના સ્થિર ડોળા આકાશ તરફ મંડાયેલા હતા.

તે અંદર દોડી ગઇ અને મૃત દાદાના મુખમાં વાટકી ઢોળી ગાંડાની જેમ જોતી રહી; અને પછી તે પછાડ ખાઇને જમીન ઉપર બેશુદ્ધ થઇ ઢળી પડી.

× × ×

લીમડા ઉપર ચન્દ્ર આવી લાગ્યો હતો. મંદમંદ પવન વાતો હતો. લીમડો પવનમાં ડોલતો હતો. ખરખરખરરર કરતાં તેનાં પાન જાણે મધુર સંગીત પેદા કરતાં હતાં. લીમડાના પાનમાંથી છણાઈ–છણાઇને ચાંદની ચબૂતરા ઉપર પડતી હતી. હરજી વિચારી રહ્યો હતો, પેટમાં તો જાણે સખ્ત ભૂખ લાગી છે, એમાં શંકા

નથી. બાટી કાચી હતી કે પાકી એ સવાલ નિરર્થક હતો. તે પચી ગઇ હતી એ વાત સત્ય હતી. હવે પેટમાં કંઇક પણ જલદી પડે તેમ કરવું જોઇએ.

ખીચડી ઓરવા સિવાય બીજો રસ્તો નથી. જલદીમાં જલદી ખાદ્યપદાર્થ તે જ તૈયાર થઇ શકે તેમ હોઈ હરજીએ છાણાં તુરત જ સળગાવ્યાં.

"મારી હહરીનો લાકડાંવાળો પણ લાકડાં નાખી જતો નથી. બે દા'ડાથી લાકડાં નથી. બે ધક્કા ખાઈ આવ્યો પણ હજુ મોકલ્યાં નહીં." એમ હરજી બબડવા લાગ્યો અને પછી જ્યારે માંડમાંડ છાણાં સળગ્યાં ત્યારે તપેલીમાં ખીચડી નાખી, પાણી રેડી, તપેલી ચૂલે ચડાવી, ઓટલા ઉપર બેસી ચલમ ફૂંકવા લાગ્યો.

વારંવાર તેને પેલી લંગડી યાદ આવવા લાગી. રાધુ. રાધુ લંગડી. તેની માનું નામ હતું રાધા...અને આ છે રાધુ લંગડી. દેખાય છે તો સુંદર. પણ બિચારી રડતી હતી. અને મેં પણ તેને કેવી ઝાટકી નાખી...હ. હ. તેને તેનો બાપ યાદ આવ્યો. રોજ તે તેની દુકાનેથી શરાબ લઈને પીતો. ઘેર જઇને વહુને મારતો. તે દિવસે આખા મહોલ્લામાં ધમાલ હતી. હાથમાં લાઠી લઇ તે વહુને મારી રહ્યો હતો. મહોલ્લાના લોકો પહેલાં તો ઘરમાં જ બેઠા રહ્યા. પણ તેની વહુની કારમી ચીસો ઘરને ભેદી ચારેકોર જ્યારે પ્રસરવા લાગી ત્યારે કેટલાક લોકો ત્યાં આવી લાગ્યા અને સમજાવવા લાગ્યા—

"હે. હે. ઘણું થયું. બિચારી મરી જશે."

"મરી જશે તેમાં તમારા અદ્દાનું શું જાય છે ? બૈરી તો મારી છે–તમારી નથી ને ?"

"હા, હા. બૈરી તારી પણ તેને મારી નાખવી છે? "

"હા, હા. મારી નાખીશ. તેમાં તને પેટમાં શેનું બળે છે ? બહુ પેટમાં બળતું હોય તો રાખની ઘરમાં." નફ્ફટાઇથી તે બોલ્યો હતો.

" હવે મોઢું સંભાળીને બોલજે."

" હવે સંભાળ્યું મોઢું–મોટો આવ્યો છે તે ગવંડરનો બેટો."

આમ ને આમ આજે આ વાત વધી પડી. ફરામજીએ પૂછ્યું હતું, "ખોડાય, ખોડાય,(ખુદા) આ લોકો ! હરજી ! આય ઢમાલ શાની છે?"

" હજૂર ! પેલો દારૂડિયો હરખુનો બેટો છે. ધમાલ કરે છે."

" જા, ટો. હું જાનીયાવની."

અને પછી તો તે પોતાની ઘોડીને ટેકે લંગડાતો ખોડંગતો જ્યારે ઘટનાસ્થળે પહોંચ્યો ત્યારે તેણે જોયું કે હરખુનો દીકરો પોતાની પત્નીને લાઠીથી મારતો હતો, અને તેની પત્ની તેને ગાળો ભાંડતી હતી.

" અલ્યા એ હરામખોર ! શરમાતો નથી ! યાદ રાખજે, થાણદાર બાબુને કહીને સાલાને જનમટીપ ન અપાવું તો મારું નામ નહીં."

" ઓ બાપલા તમે કે ? માફ કરજો સરકાર. આ રાંડ છે જ એવી."

" અને હું કેવો છે. પેલી કલાલની છોકડી."

" હં...હં સુરકાર ! એવું બોલશો નહીં. એ તો મારી હગી બેન જેવી."

" બેસ, બેસ, શરમાટો નઠી. સાલાને કાલથી ડારૂનું ટીપું ય ન આપું."

" ઘણી ખમ્મા તમને બાપુ ! તમે નહીં આપો પછી આપશે કોણ?"

" આપશે ટારો અડો ! સાલા કમજાટ પીને મારવાઝૂડવા સિવાય કંઈ સૂઝટુંજ નથી. કાલઠી દારૂનું પીપ જ સરગાવી મૂકું."

"ના, મારા બાપ. એમ કરશો નહીં." તે બોલ્યો. જાણે કેમ દારૂનું પીપ સળગી જતાં તેનું બધુંજ લુંટાઈ જવાનું ન હોય !

અને પછી જ્યારે ઘર તરફ આવતો હતો ત્યારે તેની પત્ની બોલી હતી—

" કોઈ બચાવો, મને કોઈ બચાવો...હે નાથ–નહીં તો તુંજ મને આમાંથી બચાવ."

અને જાણે ઈશ્વરે તેની પ્રાર્થના સાંભળી હોય તેમ તે બીજે દિવસથી માંદી પડી અને પોતાની એક માત્ર પુત્રી રાધુને આ સંસારમાં એકલી છોડી તે આ દુનિયાને છોડી ગઈ.

"હાળા કમજાતો, શા માટે આટલો ઢીંચતા હશે ?" હરજી બોલ્યો. "અલ્યા, દારૂ તો અમે ય પીએ છીએ, પણ કોઇ દિવસ આવા ગાંડા બન્યા નથી. શેઠજી પણ દારૂ પીએ છે–ને કોઇ દિવસ શેઠાણી પણ-પણ દેન શું છે કે કોઇ દિવસ...હાં...!"

અને પછી તે જ સાંજના આવેલી પેલી છોકરીની મૂર્તિ તેને યાદ આવવા લાગી. તેની આંખોમાં અને તે દિવસે રાતના કરગરતી, પીડાતી તેની માતાની આંખોમાં કેટલું સામ્ય હતું ? "બિચારી..." તેનાથી બોલાઈ ગયું, અને પછી તેને તેની મા સાંભરી. બાળપણના દિવસો સાંભર્યા. જ્યારે તેની મા જીવતી હતી, માની સોડમાં લપાઈ તે માને કહેતો: "મા, વારતા કે' ને !" અને પછી શિયાળાની કડકડતી ઠંડીમાં, ભારખાનાના પેલા ડબ્બામાં ગોદડામાં તેને લપાવી, પોતાની છાતી સરસો ચાંપી, માતા તેને વાર્તા કહેતી. તે માતાની સોડમાં લપાઇ વાર્તા સાંભળતોસાંભળતો ઊંઘી જતો. ઉનાળાના દિવસોમાં ખુલ્લા આકાશ તળે, કોઇ પણ સ્ટેશન ઉપર અથવા ચોગાનમાં, પોતાની ફાટેલી ગોદડીમાં પડ્યો પડ્યો તે આકાશમાં ચાંદામામા તરફ જોયા કરતો અને જ્યારે મા આવતી ત્યારે તેને વળગી પડતો; પણ આજે કોઈ નથી. તે સાવ એકલો છે.

અને પેલી છોકરી ? તે પણ નિરાધાર છે. કોઈ તેનું નથી. મા નથી ને બાપ—હરામખોર—બીજી બૈરી સાથે ભાગી ગયો છે ને દાદો મરવા પડ્યો છે. ત્યાં તો સાંકળ ખખડી.

ઘોડી ઉપર ચડી તે દરવાજા પાસે આવી બોલ્યો.

"કોણ ?"

"હરજી કે ? ખોલ બારણું ડીકરી."

"ઓહ! શેઠજી!" તેણે બારણું ખોલતાં ખોલતાં કહ્યું.

"ભૂટનાક" શેઠજીએ ગાડીવાળાને કહ્યું: "ગાડી છોડી, બળદોને બાંધી દઇ, ઘેર જવું હોય તો જજે હં."

"સરકાર!" ભૂતનાથે જવાબ દીધો.

શેઠજી અંદર આવ્યા. અંદર આવી કપડાં ખોલ્યાં. હરજીએ ચબૂતરા પાસે એક મુડો આણ્યો અને તેમાં ફરામજીની સ્થૂલ કાયાઓ ઝંપલાવ્યું.

"દાદા હોરમજદ!" તેઓએ ઈશ્વરનું નામ યાદ કર્યું ને બોલ્યા: "બધું ઠીક છે ને?"

"જી, બધું ઠીકઠાક છે જી."

"દુકાન કેમ ચાલે છે?"

"ઠીક ચાલે છે, જી."

"આજનો વકરો?"

"ત્રણ રૂપિયા."

"શાબાશ."

"જી." શરમાઇને હરજી બોલ્યો.

"કેમ અલ્યા, ખાદું કે?"

"હાજી...નાજી...હાજી"

"શું બનાયવું છ?"

"ખીચડી બનાયવી છે, સરકાર."

"ખીચરી!"

"હાજી."

"વાહ, ટને રાંઢટાં આવરે છ!"

"જી...હાજી."

"વાહ, વાહ. ઘનું મજેનું. લે, ખવરાવીશ કે ડીકરી?"

"જી. હાજી."

"લે, ઘનું મજેનું. પેલો બામન ટો સાલ્લો ભાગી ગીયો. હું ટો ખેન્જાર બની ગીયો."

"ભાગી ગયો?"

"હારટો."

"એ જાત જ..."

"હ...હ...લે. હવે ટો ટારે જ બનાવીને ખવરાવવું પરસે."

બિચારો હરજી મૂંઝાણો. રાંધતાં પૂરતું આવડતું નથી ને રાંધીને ખવડાવવું પડશે.

"ટને રાંઢટાં તો આવરટું હોશે કેની?"

"જી...હા...જી." ધીમેથી તે બોલ્યો.

"ટો ટેના જેવું એકકે નઇં."

"લે ટો હું જરા નહાઇ લેઉં. શું સાલ્લી ગરમીપરે છ."

ઠંડા પાણીથી નહાઈ, કસ્તી કરી જ્યારે ફરામજી તૈયાર થયા, ત્યારે હરજીએ ખુરસી સામે એક ટેબલ મૂકી દીધું હતું. તેના ઉપર સફેદ કટકો પાથરી દીધો હતો અને કાચની પ્લેટમાં ખીચડી કાઢવાની તૈયારી કરતો હતો.

"કાંદા કાતરી દઉં હજૂર?"

"હા. હા. ઘની જ મઝેની વાટ. વાહ! ટું ટો ઘનો જ હુસિયાર લાગે છની."

કાંદા લાવી, તેનાં ગોળ કતરિયાં કરી, પાણીથી ધોઈ, મીઠું લગાડી, સીરકો નાખી, કાચની પ્યાલીમાં ગોઠવી, ટેબલ ઉપર બધું વ્યવસ્થિત મૂકી બોલ્યોઃ

"જમવાનું તૈયાર છે જી. આવો જી."

"ખીચરી પૂરતી છેની?"

"જી."

"ટારે માટે?"

"છે જી."

"વાહ, ઘનું મજેનું...વાહ ટું ટો કોઇ ઘરની બૈરી ઠવા લાયક છ...હ...હ" મુક્ત હાસ્ય કરી ફરામજી ખુરશી ઉપર બિરાજ્યા અને ગરમાગરમ ખીચડી જોઈ બોલ્યાઃ

"વાહ, ઘનું મજેનું. આજે બે દિવસ પછી ઘરનું ખાવાનું મલસે."

ફરામજીએ ચમચા વડે ખાવાનું શરૂ કર્યું. "વાહ, ખીચરી તો ઘની મજેની બની છની. વાહ ટને કોને સીખવીયું રે?"

હરજી ચૂપ રહ્યો.

"અને કાંદાની કટરી ટો સિલ્લુના હાઠના જેની જ કરી છની. વાહ!" કાંદાની કતરી મુખમાં મૂકી, વખાણ કરતા શેઠજી બોલ્યા.

થોડી વાર પછી, હાથને મસળતો મસળતો હરજી બોલ્યોઃ "બાઈ મઝામાં છેની?"

"હોવે, ઘની મઝામાં છે, પન આવવાનું નામ બી નઠી લેટી ડીકરી."

થોડી વાર પાછું મૌન છવાઈ રહ્યું.

"હરજી," ખાતાં ખાતાં શેઠજી બોલ્યાઃ "સાલ્લુ કામ મલી ગીયું. દરાની ઘાટી છે ત્યાં રેલ્વેની લાઈન નાખવાની છે. ટું ટારો સામાન બાંઢી લે. ટું બી ચાલ. ત્યાં આવું મઝેનું કોન ખવરાવસે."

"જી...હાજી..." ગભરાતો ગભરાતો તે બોલ્યો. તે કહી ન શક્યો કે આજની ખીચડી તે તો ભગવાનની મહેરબાનીથી સારી બની છે. આજે સવારની વાતની શેઠને ખબર પડત તો તો તેના હાથની રસોઈ ખાવાનો મોહ શેઠજી કરત નહીં.

"સમજ્યો ની."

"જી."

"ભૂટનાઠને બોલાવની." હુકમ છૂટ્યો.

ભૂતનાથ લાંબો તાડ જેવો માણસ. ડોળા એટલા મોટા અને

બિહામણા કે રાતના મળે તો માણસ તેને ભૂત જાણી ત્યાંથી નાસી જાય અથવા બેભાન થઇ પૃથ્વી ઉપર ઉલગુલાંટિયાં ખાવા માંડે. 'ભૂતનાથ' એ તેનું નામ જાણે સાર્થક હતું.

"ભૂતનાથ." હરજી બીજે બારણેથી તબેલામાં આવી બોલ્યો.

"હાં." ખિજાઈને તે બોલ્યો; અને પછી ડાબા બળદની પૂછડી આમળી બોલ્યો: "હહરીના ચાલની અંદર."

"શેઠજી બોલાવે છે."

"શેઠજી બોલાવે છે!" લાંબો ભૂતનાથ ચાળા પાડી બોલ્યો.

"જલદી આવજે."

"જલદી આવજે." ફરીથી ચાળા પાડી બળદને બાંધી ખડ નાખી તેણે કહ્યું: "આવું છું. કામ પૂરું કરીને આવીશ."

હરજીએ અંદર આવી કહ્યું: "થોડી ખીચડી આપુંજી?"

"લાવની, લાવની, વાહ...ટારા હાડની ખીચરી પન કેવી મઝેની લાગે છે."

શેઠને ખબર ન પડે તેમ, તપેલાના તળિયામાંથી ખીચડી કાઢી, શેઠને પીરસી તે બોલ્યો:

"પાણી લાવું, સરકાર!"

"લાવની, લાવની. પાનીબી ઘનું ઠંડું છની."

ઠંડા ઘડાનું પાણી, કાચના ગ્લાસમાં આપી તે ઊભો રહ્યો.

"બેસની ઊભો છ કેમ?"

હરજી બેસી ગયો.

ત્યાં તો ભૂતનાથ આવ્યો.

"ભૂટનાઠ!" કડક અવાજમાં શેઠજી બોલ્યા.

"સવારે ચાર વાગે તિયાર ઠઇ જવાનું છ. હરજી પન સાડે આવસે. બરદોને બાંઢયા?"

"જી"

"ઘાસ નીરિયું."

"જી."

"દાનો આપિયો ?"

"આપવાનો છે."

"કેટલી વાર ?"

"જી."

"શું જી જી કરે છ. જલદી કરની: જોજે મોડું ન થાય."

"ચાર વાગામાં...સરકાર ?"

"કેમ કાનેઠી બેરા મૂઓ છ ?"

"જી...હાજી. ચાર વાગેજી."

"હા. હા. ચાર વાગે."

"જી."

બબડતો બબડતો ભૂતનાથ ચાલતો થયો, અને બહાર આવી, બન્ને બળદો ઉપર પોતાનો ક્રોધ દાખવી, ઘર તરફ ચાલતો થયો. રસ્તામાં બબડતો હતો: "ઘેર જાય એવી નોકરી."

"કેમ હરજી. ટારે માટે ખીચરી છની." જમી પરવારી હાથ લૂછતાં લૂછતાં શેઠજી બોલ્યા.

"છેજી."

"ભૂટનાઠ ગીયો ?"

"લાગે છે."

"અકકલ વગરનો. ખાટલો પાથરિયો ?"

"હું પાથરી દઈશ, જી."

"હં" શેઠજી બબડ્યા. પછી આંગણામાં પડેલા ખાટલાને પાથરી બોલ્યા—

"આના ઉપર ગાડલું નાખી ડેજે."

ગાદલું પાથરી હરજી બોલ્યો:

" ટેબલ ઉપર પાણીનો કૂંજો મૂક્યો છે જી."

" શાબાશ, શાબાશ...લે હું ટારે ખાઈ લે."

હરજી ચોતરા ઉપર આવીને બેઠો. તપેલી ચોતરા ઉપર લીધી. તપેલીમાં કશું જ હતું નહીં. ખોટા ખોટા ખાવાનો ઢોંગ કરી "હાશ..." રી, પાણી પી તે ઊઠી ગયો ને ઠામ માંજવા લાગ્યો.

તેટલામાં તો ફરામજીનાં નસકોરાં સંભળાવા લાગ્યાં હતાં.

" હાશ." તે બોલ્યો. " હવે બજારમાં જઈ દાળિયા ને ગોળ લાવી ફાકી લઉં; નહીં તો...કાલે સવારે કાયા ચાલવાની નથી. મારા ભઈ!"

પછી હરજી ઊઠ્યો. ઘોડી ઉપર સવાર થઇ, ખોડંગતો ખોડંગતો બહાર આવ્યો અને ઘરને તાળું દઈ બજારમાં ગયો. દાળિયાવાળાની દુકાનેથી દાળિયા ને ગોળ લઇને તે ચાલવા લાગ્યો. સફેદ ચાંદની ગામનાં ઘરો ને ગલીઓમાં આળોટતી હતી. ગામનાં કૂતરાં ભસતાં હતાં. ગામ બહાર શિયાળોનાં રુદન શરૂ થઈ ગયાં હતાં. એકાએક તેને રાઘુની–તેના દાદાની–યાદ આવી. વિચાર આવ્યો, ચાલ, તેની ખબર કાઢી લઉં. રસ્તામાં માધો મળ્યો.

" થઇ ગયું ! ખતમ !" તે બોલ્યો.

" શું ? "

" હરખુ-બિચારો-દારૂ, દારૂ રટતો મરી ગયો."

" હેં ! "

" હા. "

" લઇ ગયા ! "

" હોવે. એક કલાક થયો. બાળવા લઇ ગયા છે."

" હરિહરિ." તે બોલ્યો.

તેના પગ વેગથી ઊપડવા લાગ્યા–અથવા તો એમ કહીએ કે તેની

ઘોડીઓ તેને પવનવેગે હરખુની ઝૂંપડી તરફ લઈ જવા લાગી. તેનું ધ્યાન તો પેલી રાધુ તરફ ચોંટયું હતું.

જ્યારે તે ઝૂંપડીએ પહોંચ્યો ત્યારે બધું સ્મશાન જેવું શાંત હતું. રાધુ ઝૂંપડીમાં ઊંધી પડીને રડતી હતી.

"રાધુ!" તેણે ધીમેથી કહ્યું પણ રાધુએ જવાબ આપ્યો નહીં.

"રાધુ." તેણે ફરીથી કહ્યું અને તેના માથા ઉપર હાથ મૂકયો.

તે સળવળી.

"હરિ! હરિ! ખૂરૂં થયું. લે ઊભો થા. મોઢું ધો. આમ મૂંઝાઈને પડી રહે તે કંઇ ચાલશે?"

ડોળા ફાડી ગાંડાની જેમ તે ઊભી થઈ. અંદર જઇ હરજી પાણીનો લોટો ભરી લાવ્યો. "લે મોઢું ધો."

છોકરીએ મોઢું ધોઈ નાખ્યું.

"વાહ, તારી મા જેવી જ તું તો હોંશિયાર છે ને, લે બેસ હવે."

મોઢું ધોઇ તે હરજી સામું જોવા લાગી.

"લે. આફત તો બધા ઉપર આવે. એમાં ગભરાય છે શાની?"

આ શબ્દો સાંભળી–રાધુ ફરીથી બાળકની જેમ રડવા લાગી.

થોડી વાર પછી તે બોલ્યો:

"લે, આ ખાઇ લે. આમ કરીશ તો મરી જઇશ."

પણ ખાવાનું તેને કેમે મન થયું નહીં.

"લે, લે. હવે નખરાં નહીં કર. ખાઇ લે."

તેણે દાળિયાના બેચાર દાણા મોઢામાં નાખ્યા અને પછી બોલી:

"ભૂખ નથી."

"હવે શું કરીશ?" તેણે પૂછ્યું.

આકાશ તરફ હાથ જોડી રાધુ મૂંગી રહી.

"શેઠજી આવી ગયા છે. કાલે સવારે ચાર વાગે જ હું તો જાઉં છું દરા. ત્યાં કામ ચાલવાનું છે. જો એક વાત કહું."

રાધુ હરજી તરફ જોવા લાગી.

"અહીં ન ફાવે તો ત્યાં ચાલી આવજે. નોકરી અપાવીશ, સમજી ?" હરજીએ કહ્યું.

તે હરજી સામું જોતી રહી. કંઈ સમજી કે નહીં તે તો રામજી જાણે.

"લે, મને મોડું થાય છે. હું જાઉં છું."

તો પણ તે મૂંગી રહી.

થોડી વાર પછી હરજી ઊઠ્યો અને બોલ્યોઃ "લે, મારા ગયા પછી આ ખાઇ લેજે." પોતાના બધા દાળિયા અને ગોળ એક બાજુ મૂકી તે બોલ્યોઃ "ગાંડી થતી નહીં," અને પછી તે ઊભો થઇ, ઘોડી ઉપર ચઢી...ખોડંગતો ખોડંગતો પોતાના ઘર તરફ ચાલવા લાગ્યો.

તેનું મન ન જાણે કેવું થઈ ગયું. તેની ભૂખ ન જાણે ક્યાં ઊડી ગઇ. વારંવાર અશ્રુભીની પેલી બે આંખો તેની સામે નાચવા લાગી.

ગામનાં ખેતરો ઉપર શ્વેત ચાંદની ફેલાયેલી હતી. ઠંડો પવન પણ હવે વાવા લાગ્યો હતો. શિયાળોનું રુદન દૂર દૂર સુધી સંભળાતું હતું. રડયુંખડયું કૂતરું પણ ભસતું હતું. ગામના લીમડા અને પીપળા ડોલતા હતા; પણ તેનું મન એક અજાણ્યા વિષાદથી ઘેરાઈ ગયું હતું.

ઘેર આવી જ્યારે તેણે શેઠજીનાં નસકોરાં બોલતાં સાંભળ્યાં ત્યારે તેને નિરાંત થઈ.

ચોતરા ઉપર શેતરંજી પાથરી તે ઊંઘવાનો પ્રયાસ કરવા લાગ્યો, પણ કેમે કરીને તેને ઊંઘ આવી નહીં.

વારંવાર અશ્રુભીની પેલી બે આંખો તેની સામે આવી આવી તેના હૃદયને અને મનને હચમચાવી દેવા લાગી.

## [ ૩ ]

સુરજીની આંખ એકાએક ઊઘડી. આકાશ તરફ તેણે જોયું. લીમડાના આવરણને અંગે તે બરોબર જોઈ શક્યો નહીં કે કેટલા વાગ્યા હશે. લીમડાના ફૂલોની મીઠી સુગંધ હવા સાથે ભળીને આવતી હતી. એકાએક તેનું મન પ્રફુલ્લિત થઇ ગયું. ઠંડો પવન વાતો હતો. લીમડો આમથી તેમ ડોલતો હતો. લીમડાના ફૂલોની સુગંધ કેટલી મધુર હતી. રાતનો વિષાદ જાણે ઓગળીને જતો રહ્યો. અંગ-પ્રત્યંગમાં ચેતન આવ્યું હોય તેમ લાગ્યું. પથારીમાં બેઠો બેઠો તે ગંગૂનું ભજન યાદ કરવા લાગ્યો.

" હરિ કે ગુન ગાઓ, હરિ કે ગુન ગાઓ "

ત્યાં તો થાણામાંથી ડંકા સંભળાયા "ટન, ટન, ટન, ટન."

" ઓત્તારીની. " તે બબડ્યો " ચાર વાગી ગયા. પેલો હરામખોર ભૂતનાથ હજુ આવ્યો નહીં. ચાર વાગે તો ચાલી નીકળવાનું હતું. "

ત્યાં તો ગલીમાંથી તંબૂરા ઉપર ગંગૂના ગળામાંથી નીકળતા ભૈરવીના સ્વરો સંભળાયા–

" હરિ કે ગુન ગાઓ, હરિ કે ગુન ગાઓ "

હા, આ જ તેનો કાર્યક્રમ છે. ગરમી હોય, ઠંડી હોય, ચોમાસું હોય કે વસંત હોય—સવારના ચાર વાગ્યામાં પોતાનો તંબૂરો લઈ, ગંગૂ ભિખારી ગામની પ્રદક્ષિણા ફરવા નીકળી પડતો અને શેરીએ શેરીએ ફરી ગાતો—

"હરિ કે ગુન ગાઊઁ, હરિ કે ગુન ગાઊઁ"

હરજી ઊઠ્યો: "ભાઈ" તે બબડ્યો. "હમણાં તો ભૂતનાથ કે ગુન ગાઉં ગાવું પડશે."

બારણું ખોલી તે બહાર નીકળ્યો.

"કોણ?" ગંગૂએ સામેથી પૂછ્યું.

"હરજી."

"ઓ! હરજી બાપલા કે? ઓહો. આજે તો કંઈ વહેલા!"

"વહેલા ઊઠવાનો ઈજારો તેં જ લીધો છે કંઈ?" હરજી બોલ્યો.

"ના રે, બાપલા. મેં તો કહ્યું હતું ને કે તમ જેવા ધરમી."

"હું તો પામર જીવ. ખોટા ગુણ પણ ગાઈ શકું તો કોઈ દિવસ સાચા ગુણ પણ ગાતાં શીખીશ." તે બોલ્યો.

"ખરૂં, ખરૂંસ્તો. અલ્યા ગંગૂ. આટલો વહેલો ઊઠી તું શું કરે છે રે?"

"શું કરૂં છું, બાપલા! તે તો તમે જુઓ છો ને?"

"જોઉં છું ત્યારે તો પૂછું છું. તને ઊંઘ નથી આવતી?"

"ઊંઘ...ઊંઘનું તો કે'વું શું? કોઈ દી આવે ને કોઈ દી ન પણ આવે. પીપળા નીચે કોઈ દી મચ્છર કરડે તો કોઈ દી કંઈ. ચાર વાગ્યે, આભલામાં સૂરજરાણાનાં સૌથી પહેલાં કિરણ દેખાય એટલે નીકળી પડું. ગાતો ગાતો ગામ આખે ફરૂં."

"તારા કંઠમાં તો જાદુ છે ને ગંગૂ."

"હ...હ...મશ્કરી કરો છો. હું તો પામર માણસ...હ...હ... મારી મશ્કરી હોય!"

"મશ્કરી નથી કરતો. હમજ્યો. હાચું જ કહું છું.

"તારી જેમ ખોટાં ગુણુ ગાતાં મને આવડતાં નથી."

"હ...હ. ખરૂં છે, બાપુ."

પછી હરજી મૂંગો થઇ ગયો અને ગંગૂ તંબૂરા ઉપર પોતાનું ગાયન લલકારવા લાગ્યો.

ભૂતનાથના ઘર પાસે આવી હરજીએ બૂમ પાડી.

"ભૂતનાથ, એ ભૂતનાથ."

"કુણુ છે?"

"હરજી. ઊઠ. ચાર વાગી ગીયા."

"હજી તો બે વાગ્યા છે બે." ઊંઘમાંથી જ તેણે જવાબ આપ્યો.

"બે વાગ્યા છે તારે ઘેર. ઊઠ મોડું થાય છે."

"ભાઇશા'બ જાઓની, આવું છું."

"આવું છું, બાવું છું નહીં. ચાલ ઊભો થા."

"હા...હા...તમે પણુ ગજબના."

"ગજબના ને બજબના, ચાલ ઊઠ. પાંચ વાગશે."

"પાંચ વાગશે?" પથારીમાંથી ઊભો થઈ બોલ્યો.

"હા, હા. શેઠ તો ધૂંવાંપૂંવાં થઈ રહ્યા છે."

"ખરી વાત?"

"નહીં તો ખોટી વાત? શાહુકારની જેમ લહેરથી સૂતો છે તે. કેટલા વાગે આવવાનું કહ્યું'તું બોલ?"

"અજી–સા'બ! ખિજાઓ છો શા માટે? લો, આ આવ્યો."

"સાથે જ ચાલ."

"હા...હા...જીવ ખાઈ નાખશો તમે તો." હાથના ચાળા કરી, ખિજાઈ માથા ઉપર જેમ તેમ સાફો વીંટી તે ચાલવા લાગ્યો.

ઘેર આવ્યા ત્યારે શેઠજી જાગી ગયા હતા અને "હરજી...

ભૂટનાઠ ! ક્યાં મરી ગીયા બન્ને." કરતા બૂમબરાડા મારી રહ્યા હતા.

"ભૂટનાઠ!" તેને જોઈ શેઠજી બરાડ્યા.

"જી સરકાર."

"ક્યાં મરી ગીયો હતો."

"ઘેર, સરકાર!" ડરતો ડરતો ભૂતનાથ બોલ્યો.

"કેટલા વાગે આવવાનું કહ્યું હતું."

તે મૂંગો રહ્યો.

"જલદી કર. જલદી કર."

આ બાજુ હરજીએ સ્ટવ ઉપર ચહા તૈયાર કરી, ટેબલ ઉપર મૂકી.

શેઠજી ચહા પીવામાં રોકાયા.

બળદનો ટાંગો તૈયાર ઊભો હતો. સામાન ગોઠવાઈ ગયો હતો. શેઠજી ગાદીતકિયા ઉપર બિરાજી ગયા હતા. તાળાં મારી હરજી પણ બહાર આવી લાગ્યો હતો. ભૂતનાથ પાસે જ પોતાની ઘોડીઓ મૂકી, હરજી સવાર થઈ ગયો અને ઘૂઘરા હલાવતા બળદ રસ્તા ઉપર દોડવા લાગ્યા.

ગામ છોડ્યું. ધૂળિયા રસ્તાની બન્ને બાજુ ખેતરો આવેલાં હતાં. ગરમીના તાપથી મ્લાન બિચારાં ખેતરો દીનહીન ભિખારીની જેમ મૂંગાં સૂતાં પડ્યાં હતાં.

પવન ઠંડો હતો. બળદો જોરથી દોડતા હતા. તેમના ઘૂઘરા ખણખણ કરતા હતા.

ગાદીતકિયા ઉપર પડી શેઠજી લાંબા થયા અને થોડી વારમાં તો તેમનાં નસકોરાં પણ બોલવા લાગ્યાં.

રસ્તો સારો હતો એટલે બળદો લહેરથી ચાલતા હતા અને ભૂતનાથ સમાધિ ચઢાવીને બેઠો હોય તેમ ટટ્ટાર બેઠો હતો. રાસ તેના હાથમાં હતી.

હરજી આસપાસનું વાતાવરણ જોતો હતો. ખેતરો આવતાં જાય છે અને પછી પાછળ જાય છે. લીમડાનાં, બાવળનાં અને ખાખરાનાં ઝાડો રસ્તા ઉપર આવે છે ને જાય છે. ગરમીના દિવસો એટલે પૂર્વમાં પ્રકાશ ફેલાઈ ગયો છે અને થોડી વારમાં તો સૂરજ-રાણા દેખા પણ દેશે.

તે વિચારી રહ્યો—આસપાસની જમીન કેટલી ઉજ્જડ જેવી લાગે છે? પૃથ્વીમાતાનું આ કેવું રૂપ હશે? વર્ષાના દિવસોમાં પાણી પડે છે અને આખી પૃથ્વી ચેતનામાં આવી લીલી સાડી પહેરીને કેવી સુંદર લાગે છે? વન અને ઉપવન, ખેતર અને સીમ—ચારેકોર લીલોતરી—લીલોતરીનાં દર્શન થાય છે. નદીઓમાં પૂર આવે છે, સુકાયેલાં તળાવો અને સરોવરો પાણીથી છલોછલ ભરાઇ જાય છે. નાની નાની તળાવડીઓ તો જ્યાં જુઓ ત્યાં દેખા દે છે. દેડકાંઓનું સામ્રાજ્ય ફેલાય છે અને રાત આખી, પથારીમાં પડેલો તે દેડકાંનાં સંગીત સાંભળે છે. ખેતરોમાં પાણી ભરાય છે અને પ્રકૃતિ કેટલી પ્રફુલ્લિત દેખાય છે?

શિયાળો આવે છે અને પ્રકૃતિ પોતાનું રૂપ બદલે છે. ઠંડીમાં ગરીબ લોકો ટાઢથી ધ્રૂજે છે અને અમીર લોકો ગરમ કપડાં પહેરી લહેર કરે છે. ખેતરોમાં ઘઉં ઊગે છે. સાંજના વખતે ખેતરો પાસે જ તાપણીઓ કરવામાં આવે છે અને લોકો ત્યાં આવી તાપે છે.

અને પછી ગરમી. ગરમીમાં આખી સૃષ્ટિ જાણે બળી જાય છે. ત્યારે જ તો આ પૃથ્વી આજે આટલી દીનહીન લાગે છે.

પણ સુખ અને દુઃખ એ શું હશે? રાતના પેલી છોકરીને જોઈ તેનું હૃદય કેટલું દુઃખી થઈ ગયું હતું? અને સવારના પહોરમાં ઊઠી જ્યારે તેણે આકાશ ભણી જોયું, ઠંડા પવનનો સ્પર્શાનુભવ કર્યો ત્યારે તો તેનું મન કેટલું પ્રફુલ્લિત થઈ ગયું!

અને પેલું ખેતર—ત્યાંની પેલી ઝૂંપડી—હા, તેમાં જ તો પેલી

છોકરી રડતી હશે ?

હશે...મારા ભાઈ, બળ્યા નસીબમાં જે લખ્યું હોય તે થયા વિના થોડું રહે છે. રામજી રાખે તેમ રહીએ. તેમાં જ સુખ અને દુઃખ...હાસ્તો...તેનું મન વિચારે ચઢ્યું હતું...

પછી તે ગણગણવા લાગ્યો: " હે રામ રાખે તેમ તો રહીએ, હે...રામ રાખે તેમ હો રહીએ. "

ત્યાં તો ભૂતનાથ તેના ઉપર ઢળવા લાગ્યો.

" અબે એ ! ઊંઘે છે કે બળદ હાંકે છે ?"

" ઓહ ! " પોતાની જાતને સંભાળી તે બોલ્યો અને પછી ડાબા બળદની પૂંછડી આમળતો કહેવા લાગ્યો:

" આ...આ મરરે ! હહરીનો ઠીક ચાલતો જ નથી તે. "

સૂર્ય પૂર્વમાં ઊગ્યો. પ્રકાશ ચારે તરફ રેલાવા લાગ્યો. થોડી વારમાં તો પ્રકાશ અસહ્ય થવા લાગ્યો. ટાંગાની અંદર પણ ત્રાંસો પ્રકાશ આવતો હતો. શેઠજી ઊંઘ ઊડતાં જ બરાડ્યા:

" ભૂટનાઠ. "

" સર...રકાર. " ઝોલું ખાતો, પોતાની જાતને સંભાળતો ભૂતનાથ બોલ્યો, અને પછી પોતાના સાફાને ઠીક કરવા લાગ્યો.

" કાં લગી આવ્યા ? "

" ગોરધનપુરા. "

" હજી કેટલી વાર લાગસે, દરા પહોંચટાં ? "

" માલિક, બેથી ત્રણ કલાક. "

" બળદને જલદી ચલાવની. ઊંઘે છે કે બળદ ચલાવે છે ? "

" નહીં ! સરકાર !" અને પછી, "આઆ મરરે"...કહી બળદોની પૂંછડી આમળી.

બળદો જોરથી દોડવા લાગ્યા અને ટાંગો ખાડાખડિયાવાળા રસ્તા ઉપર ઊછળતો આગળ વધવા લાગ્યો. શેઠ પાછા ઊંઘવા લાગ્યા.

"હરજી," ભૂતનાથે પૂછ્યું.

"બીડી હોય તો."

"બીડી હોય તો...ક્યાં ગઈ ચલમ તારી?"

"તમાકુ થઈ રહી છે."

"તમાકુ થઈ રહી છે! અલ્યા પૂરતી કેમ ન લીધી?"

"અરે મારા સા'બ! કાલે રાતના બાર વાગે ઘરભેગો થયો અને પરોઢિયે આવીને તમે જગાડ્યો અને કહો છો પૂરતી કેમ ન લીધી! વા સા'બ વા!"

"હું" હરજીએ માથું ધુણાવ્યું.

"કાઢોને બીડી હોય તો." ધીમેથી ભૂતનાથ બોલ્યો.

"ચલમમાં તમાકુ નાખીશ?"

"તમે પીતા હો તો. હા...હા..."

"લે, તો. આ રહી બીડીઓ, કાઢ તમાકુ તેમાંથી અને નાખ ચલમમાં."

આ ક્રિયા પૂરી થઈ ત્યારે હરજીએ પોતાના સાફામાંથી ચકમકનો પથ્થર વગેરે સામગ્રી કાઢી અને બોલ્યો:

"લે, ધર ચલમ."

ભૂતનાથે ચલમ ધરી અને હરજીએ સળગાવેલી સૂતરની કાકડી તેમાં મૂકી અને પછી ભૂતનાથ લહેરમાં આવી ધૂમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો.

"વાહ! હરણ્'ટાપ છે કે?"

"હોવે, હરજીએ ચલમ લઈ જવાબ આપ્યો.

ટાંગો દોડતો હતો. થોડી વારમાં દૂરથી ડુંગરમાળા દૃષ્ટિગોચર થવા લાગી.

"હરજી." શેઠજીએ બૂમ પાડી.

"જી."

"હજી કેટલે દૂર છે રે?"

"આ રહ્યું સામે." સામે દેખા દેતા ડુંગરા બતાવી હરજી બોલ્યો.

થોડી વાર પછી તો તેઓ ડુંગરોની તળેટીમાં આવી લાગ્યા.

રાત આખી રાધુની કેમ ગઈ તે તે જ જાણે છે. સવારમાં તેની આંખો રડીરડીને સૂજી ગઈ હતી. જ્યારે હરજી તેને દાળિયા અને ગોળ આપીને ચાલતો થયો અને રસ્તાના વળાંકમાં અદૃશ્ય થઈ ગયો ત્યાં સુધી તે ત્યાં જ બેઠી બેઠી જોતી રહી. તેને કંઈ સૂઝ્યું નહીં. ઝૂંપડી બહાર, આકાશ નીચે, ખેતરમાં બેઠી બેઠી તે પોતાના ભૂતકાળના દિવસો યાદ કરતી રહી. આ નાના જીવનમાં ખૂબ જ દુઃખ જોયું છે. બાળપણમાં જ્યારે મા જીવતી હતી, ત્યારે આસપાસનાં બાળકો સાથે રમતી. બાલ્યકાળના તે થોડા મીઠા દિવસો અને પછી પડ્યાં અસહ્ય દુઃખો. હવે તો દુઃખથી પણ તે હારી ગઈ હતી.

તેણે ધાર્યું હતું કે દાદા પાસે ખેતરમાં રહી મઝા કરીશ—તેણે કહ્યું હતું. તેને લાગતું હતું કે તે તો તેનું પોતાનું ગામ છે. ખેતરમાં ઊભેલી પેલી ઝૂંપડીમાં તેણે પોતાના બાલ્યકાળના દિવસો ગાળ્યા છે, ખેતરની ધૂળમાં તે રમી છે, પાસે જ ઊગેલી બોરડીનાં મીઠાં બોર ખાધાં છે. આજે તે મુક્ત છે. ગામડે જઈશ, દાદા સાથે ખેતરની ઝૂંપડીમાં રહીશ—અને આ બધું દુઃખ ભૂલી જઈશ—વિસરી જઈશ.

પૃથ્વીમાતાના ખોળામાં મઝા પડશે. ત્યાં ખેતરમાં લીલાંછમ અનાજ ઊગશે. ચારે કોર સુંદર ખેતરો ડોલતાં હશે. વહેલી સવારે ઊઠી તે હળ જોડશે. દાદાને કોશ હાંકવામાં તે મદદ કરશે અને ખેતરને પાણી પાશે. બપોરે રોટલા લઈ દાદાને ખવડાવવા જશે અને પોતે પણ આંબાના ઝાડ નીચે બેસી ખાશે અને કૂવાનું ઠંડું પાણી પીશે. જ્યારે ખેતરોમાં માથોડા માથોડા સુધીની મકકાઈ અથવા જવાર પાકશે ત્યારે પંખીઓ ઉડાડતી ઉડાડતી આખા ખેતરમાં તે ફરી વળશે. અંધારી રાત્રે ખેતરના મધ્ય ભાગમાં માંચડો બાંધી તે તેમાં

બેસશે, અને રાત આખી જાગતી રહી જાનવરોને નસાડશે. ભલેને કડકડતી ટાઢ હોય કે પછી શ્રાવણની મેઘલી વરસતી હોય—કેવી મઝા પડશે—પણ-પણ—તે આગળ વિચારી શકી નહીં. તેની બધી ય આશાઓ ઉપર જાણે પાણી ફરી વળ્યું હતું. હવે તે આ ખેતરોનો ભાર કેવી રીતે વહી શકશે? કોણ તેને મદદ કરશે? સાવ એકલી તે આ બધું કેમ કરશે?

રાત આખી આવા જ વિચારોમાં અને રડવામાં તેણે ગાળી નાખી. સવાર પડતાં પડતાં તો તેને ઊંઘ આવવા લાગી.

નિદ્રામાં જ તેણે સાંભળ્યું કોઇ બૂમ પાડે છે.

"હરખુ, ઓ હરખુ."

પછી એકાએક અવાજ બંધ થાય છે અને પછી...

"અર...ર......બિચારી છોડી!" તેને કોઇ ઉઠાડતું હોય તેમ તેને લાગ્યું.

"રાધુ કે?"

રાધુ જાગી. જોયું તો સામે હરિવલ્લભ ઊભો છે. કપાળ ઉપર તિલક છે, માથા ઉપર જાડું પાઘડું છે, કાન ઉપર કલમ છે, હાથમાં લાકડી છે, રેશમી કોરનું ફાંદ ઉપરથી ફસકી પડતું ધોતિયું છે, લાંબો કોટ છે. ઓ—આ તો ગામના ધીરધારનો ધંધો કરતા મહાજન—હરિવલ્લભ. ખરેખર તે હરિના વલ્લભ હોય એમ જ લાગતું હતું, નહીં તો કાનમાં સોનેરી કુંડળો ક્યાંથી હોય, અને આવું જાડું શરીર પણ ક્યાંથી હોય?

"છોડી." તેઓ બોલ્યા, "ઊંઘે છે? વાહ—વાહ—વાહ. આવા તાપમાં પણ તને ઊંઘ આવે છે. વાહ—વાહ—ગજબની ઊંઘણશી લાગે છે. રાધુ આંખો ચોળી ઊભી થઇ ગઇ.

"ડરવાનું કારણ નથી."

રાધુ મૂંગી રહી.

"લે, બોલ. હરખુ ક્યાં મર્યો છે?"

રાધુ મૂંઝાણી. શું જવાબ આપવો.

"લે બોલની, મૂંગી શું મૂઈ છો? ક્યાં છે હરખુ."

રાધુએ આકાશ ભણી આંગળી કરી, પછી તેનાં નેત્રોમાં પાણી આવ્યાં.

"અરે! શું બોલે છે? ક્યારે મરી ગયો! હરિ, હરિ, હરિ, બિચારો!" જાણે આ વાતની તેમને ખબર જ ન હોય તેવો ડોળ કરી તેઓ બોલ્યા.

અને પછી થોડી વાર સુધી રાધુ તરફ જોઈ રહ્યા.

"પ્રભુ, પ્રભુ, પ્રભુ, કોઈના ઉપર આવો રોષ કરીશ માં, મારા બાપ. લે, કાલે મરી ગયો? રાતના? હરિ, હરિ, હરિ. બિચારી આવડી છોકરીને મૂકી–સાવ એકલી મૂકીને ચાલતો થયો. ભગવન્! ભગવન્! તારી બલિહારી." અને પછી ગાલ ઉપર બે થાપડ મારી ભગવાનને અનેક વાર પ્રણામ કર્યાં.

રાધુ મૂંગી મૂંગી ઊભી રહી.

"લે. ગજબ થઇ દીકરા. ભારે થઇ. તારી ઉપર તો જાણે પહાડ જ તૂટી પડ્યો. પણ હરખુ હતો પાકો નંબર એક, એ તો મારે કહેવું જ પડશે."

ત્યાં તો સામેથી પંડિત પેટૂમલને આવતા જોઇ હરિવલ્લભ બોલ્યા.

"કેમ પંડિત પેટૂમલ, ક્યાં ચાલ્યા?"

"હેં. હેં શેઠજી—નહાવા જતો હતો નદીએ.

"વહેલા—વહેલા?"

"વહેલા ને મોડા...ઈ તો ઈમ જ હોયના."

"ખરૂં, ખરૂં, એ તો કે'તો હતો કે હરખુ માણસ આમ ભલો પણ છોકરીનું હિત ન જોતો ગયો."

"ઈ તો ઈમ જ હોય ના." પંડિત પેટૂમલ બોલ્યા. જાણે

સર્વજ્ઞાની હોય અને હરિવલ્લભના કહેવાનો તાત્પર્ય સમજ્યા હોય.

"એ તો કે'તો હતો કે દીકરો ગજબનો દારુડિયો. મારે ઘેર આવીને કે', 'શેઠજી—થોડા પૈસા આલોને.' મેં કહ્યું—'વાહ—પૈસા લેવા તો જલદી આવી જાય છે પણ ઊછીના લીધા છે તેનું વ્યાજ તો અપાતું નથી,' તો મારો હાળો કે' 'હં, શેઠજી— તમે તો બાપ જેવા છો, તમે જ નહીં આલો તો કોણ આલશે. બાપ?' મેં કહ્યું: 'અલ્યા પૈસાને તું શું કરીશ?' તો કે', 'સા'બ શું કરું ? ઓણુ દાણા પાક્યા નહીં, બે વરસથી દુકાળ જેવું, ગગીને થોડા મોકલવા છે. થોડા ખેતરમાં બીજ નાખવા જોઇએ.' મેં કહ્યું: 'હરખુ, સાચું બોલજે, શા માટે જોઇએ છીએ? દારૂ પીવાને?' તો કે' 'મારા હમ શેઠજી, એમ હોય. દારુ હરામ છે, હરામ. જયારથી ગગો ભાગી ગયો છે ત્યારથી દારુ હરામ છે.' મેં કહ્યું: 'હા, ઇ વાત હાચી, પણ દીકરા પૈસા એમ તો થોડા અપાય છે. કંઇ ચીજ મૂક્યા વગર પૈસા કેમ અપાય?' પછી તો કે, 'શેઠજી—મારી પાસે છે પણ શું—એક કૂવો છે ને ચાર વીઘાં જમીન છે.' મેં કહ્યું: 'તો તારી મરજી.' મારો હાળો બીજે દિવસે આવીને કે', 'શેઠ, બસો રૂપિયા આલો અને આ કૂવો ને જમીન લખાવી લ્યો."

"ઇ તો ઇમ જ હોય ના." કાન ઉપર જનોઈ ચઢાવી પંડિત પેટૂમલ બોલ્યા.

"મેં કહ્યું પંડિતજી, કે 'અલ્યા ડોકરા—સાઠી બુદ્ધિ નાઠી છે ? આ ખેતર ને ખોરડાં ગીરવી મૂકતાં શરમાતો નથી. પૈસા નહીં ભરાય તો.' તો કહેઃ 'શું એવું બોયલા, તમે. ન કેમ ભરાય ? તમારી પાઇએ પાઈ ન ચૂકવું તો મારું નામ હરખુ નહીં હા. એમ નહીં હમજશો. હા.' અને પછી મેં તો ઘણી ય ના પાડી છતાં ય, બેટો હરખુ, બધું ગીરવી મૂકીને પૈસા લઇ ગયો."

"હાં, બરોબર. પંડિત પેટૂમલે ઊમેર્યું.

રાધુ આ બધું સાંભળી રહી હતી.

"ને પછી, પંડિતજી, જાણો છો ને રૂપિયા બસો લઈ ગયો. પાંચ વરસથી વ્યાજ શીકકે આપ્યું નથી. આજે રકમ પાંચસોથી ય વધારે થઈ ગઇ છે."

"હા. પણ ઇ રૂપિયાનું કર્યું શું દીકરાએ ?" પંડિજીએ કુતૂહલ દાખવ્યું.

"કર્યું શું ? દારુ—બીજું શું ?"

"ઓ ! ઇ તો ઇમજ હોય ના ! એ લત છૂટે. એ તો કહ્યું છે ને.

"એ...લત છૂટે ના ભાયડા– લત છૂટે ના..."

પંડિતજી કોઈ જૂનવાણી દોહરો ગાવાની તૈયારીમાં હતા, ત્યાં તો હરિવલ્લભે વચમાં જ કહી નાખ્યું.

"હા, હા, બરોબર છે. તમારી વાત સાચી છે. ને પંડિતજી પછી તો દર વરસે કહું: 'હરખુ, પૈસા આલ, પણ મારો દીકરો...' "

"ઇ તો ઇમ જ હોય ના." પંડિતજીએ ફરીથી ઉમેર્યું.

પછી અત્યંત કટાણું મોઢું કરી હરિવલ્લભ બોલ્યા:

"આ છોડી સામું જોઉં છું તો કંઈ કંઇ થઈ જાય છે. આ છોડી સામું પણ દીકરાએ જોયું નહીં. હવે મારે શો છૂટકો છે ? પૈસા કેમ વસૂલ કરવા. લ્યો, બોલો જોઉં પંડિતજી ?"

"ખરી વાત." પંડિતજી બોલ્યા.

"શું ખરી વાત !" આ અણધાર્યા પ્રશ્ન માટે પંડિતજી તૈયાર ન હતા. કંઇ પણ જવાબ ન સૂઝતાં, મોઢું ફાડી પંડિત પેટૂમલ બોલી ઊઠ્યા.

"ખરૂં છે. ઇ તો ઇમ જ હોયના."

રાધુ આ બન્ને ભદ્ર પુરુષોની વાતથી કંટાળી હતી. આ બધું આ મારે કહેવાતું હતું તે રાધુ સમજી શકી નહીં.

"લે. લે...પંડિતજી...આપણાથી આ તે કેમ જોયું જાય.

દાદા જેવો દાદો ઊઠીને છોડીનું ગળું કાપે."

"પણ તમે શા માટે..." રાધુ બોલતી હતી–તેનું મુખ જોઈ હરિવલ્લભ ચમક્યા અને વચમાં જ બોલી ઊઠ્યા.

"લ્યો, ચાલો તો પંડિતજી, બહુ મોડું થઈ ગયું. લે બેટા આવજે."

અને તેમ કહી હરિવલ્લભ જ ચાલતા થયા.

બપોરના બે વાગ્યા હશે. સખ્ત તાપ પડતો હતો. વંટોળિયા સાથે ધૂળ ઊડીઊડીને ઝૂંપડીમાં પ્રવેશતી હતી. સખ્ત લૂ વરસતી હતી. પૃથ્વી જાણે તવાની જેમ તપતી હતી. આવે ખરે બપોરે ઝૂંપડીના દ્વાર પાસે, ચારપાંચ માણસો આવી લાગ્યા અને તે માણસો પાછળ હરિવલ્લભ પણ દષ્ટિગોચર થયા.

રાધુ સમજી ગઈ. સવારની લાંબી ભૂમિકા બાંધીને આ બધું જપ્ત કરવા હરિવલ્લભ શેઠજી આવી લાગ્યા હતા.

તે ઊભી થઈ અને એક શબ્દ પણ બોલ્યા વગર ઘર બહાર ચાલી ગઈ. હરિવલ્લભ ડરતા હતા કે છોડી કંઈ ને કંઈ ઝગડો કરશે અને તેથી પોતાની સાથે બે સિપાહીઓ પણ લઈ આવ્યા હતા. છોડીને બહાર નીકળતી જોઇ બોલ્યાઃ

"જોયું ને? મેં નો'તું કહ્યું."

એક ક્ષણ રાધુ પોતાની પૈતૃક સંપત્તિ તરફ જોતી રહી. આ તેનું બાપદાદાનું ખોરડું છે, ગમે તેટલું દીન કે હીન છે; પણ તે તેનું હતું. તેમાં તેણે પોતાનું બાલ્યજીવન વિતાવ્યું હતું. આજ ઘરમાં–નાનીશી ઝૂંપડીમાં તે જન્મી હતી. પેલી બાજુ નાનો ચૂલો છે. તેના ઉપર તૂટેલા ઘડાના ગોળાર્ધમાં માતા જાડી મકાઈની રોટલી બનાવતી અને તેને ખવડાવતી. પેલા ખૂણામાં ઘંટી છે. સવારના ચાર વાગ્યામાં ઊઠી માતા તેના ઉપર લોટ દળતી. આ બાજુ એક તૂટેલો ખાટલો છે, તેમાં તે સૂતી. થોડાં વાસણો પણ છે અને બે

ચાર તૂટેલાં માટલાં છે. બે ગોદડી છે. આ જ તેની સંપત્તિ છે—છતાં પણ આ બધું તેનું હતું. એક ક્ષણ તેનું હૃદય ભરાઈ આવ્યું. તેને થયું આ બધું તે શા માટે જવા દે?

આ બાજુ બોરડીનું ઝાડ છે. થોડે દૂર બેચાર આંબાનાં ઝાડ છે. તેની નીચે તેનો કૂવો છે. આ જ કૂવામાંથી કોશવતી તેના બાપા અને દાદા પાણી કાઢી ખેતરને પાતા. આ બધી સ્મૃતિઓ, ઘણી જૂની—બાલ્યકાળની સ્મૃતિઓ—તેના અંતરને વલોવવા લાગી; પણ તે એક શબ્દ પણ બોલી નહીં અને ત્યાંથી ચાલતી થઈ.

શેઠ હરિવલ્લભ આ દૃશ્ય જોઈ ચકિત થઈ ગયા. તે ધારતા હતા કે છોકરી રડારોળ કરી મૂકશે—દયાયાચના કરશે. 'મને બચાવો, તમે જ નોધારાના આધાર છો.' એવું એવું કંઈક બોલશે અને છેવટે કદાચ ગાળો દેવા પણ તૈયાર થઈ જશે—એવી અનેક કલ્પનાઓ કરીને તે અહીં આવ્યા હતા. પણ જ્યારે રાધુ એક શબ્દ પણ બોલ્યા વિના ચાલતી થઈ ત્યારે તેઓ કંઈ બોલી શકયા નહીં. તેમનાથી થોડી વાર પછી બોલાઈ ગયું.

"જોઈ મગરૂરી! જોયું અભિમાન!!"

અને પછી જાણે કેમ પોતાના શબ્દોથી પોતાને લજ્જા આવી હોય તેમ—ખોટું ખોટું હસતા તેઓ પાનની ડાબલીમાંથી પાન કાઢી ચાવતા ચાવતા આંટા મારતા રહ્યા.

સખ્ત તાપ હતો. તે રસ્તા ઉપર ચાલવા લાગી. ધૂળથી ભરેલો રસ્તો સખ્ત તપતો હતો. તેના પગ બળતા હતાઃ પણ તે ખોડંગતી ખોડંગતી ચાલતી રહી. ક્યાં જાય છે, તેને તેના પગ ક્યાં લઈ જાય છે, તેની તેને પોતાને ખબર ન હતી. માત્ર જ્યાં પગ લઈ જતા હતા ત્યાં તે જતી હતી.

હા. આ તો ગોરધનપુરા. આ જ તે ગામ કે જ્યાં દાદાએ તેને

નાત્તિલાને ત્યાં રાખી હતી. આ જ ગામમાં તેણે અનેક યાતનાઓ સહી હતી. એકાએક એ બધું યાદ આવતાં તેની આંખોમાં પાણી આવ્યું, પણ પછીથી હાથથી આંસુ લૂછી લઇ તે આગળ ચાલવા લાગી.

ગામ છૂટયું. નિર્જન રસ્તો હતો. કોઈ વટેમાર્ગુ દેખાતો ન હતો. પૃથ્વી જાણે ઊના ઊના નિઃશ્વાસ લેતી હતી.

સંધ્યા થતાં થતાં તો તે પેલી ડુંગરોની હારમાળા પાસે આવી લાગી.



[ ૪ ]

દૂરા એટલે પહાડોનું ધામ. ચારે કોર પર્વતોની હારમાળા. મોટાં મોટાં વૃક્ષો, લતાઓ અને ગુલ્મોથી આચ્છાદિત. નાનાં ઝરણાં કલ્લોલ કરતાં વહે અને ગર્ગલ ધ્વનિથી ટેકરા ઉપરથી ઊછળતાં કૂદતાં આગળ વધે. કોઈ કોઈ સ્થળે તો એટલું ગીચ જંગલ કે દિવસના ભાગમાં પણ અંધારું રહે. જૂના જમાનાનાં ઐતિહાસિક ખંડેરો પણ આ પર્વત ઉપર ઘણાં હતાં; પણ તેઓ આજે તો ભગ્નાવસ્થામાં પડેલાં હતાં. તેમનાં ખંડેરોમાં વનસ્પતિનું સામ્રાજ્ય જામ્યું હતું. જ્યાં જુઓ ત્યાં ખાખરા, બોરડી અને બીજી જંગલી વનસ્પતિ ઊગી નીકળેલી દૃષ્ટિગોચર થાય. અંદરના ભાગમાં તો મોટાં મોટાં ઝાડો પણ દેખા દે.

આવા સ્થળે શેઠ ફરામજીનો તંબૂ તણાયેલો હતો. આ પર્વતોને ફોડી, કોતરી, રેલ્વેના પાટા તૈયાર કરવાના હતા. બસોથી ત્રણસો મજૂરો રોજ કામ કરતા. કામ ઘણું વિકટ હતું. કારખાનાના ડબ્બા દૂર સુધી પડેલા દેખાતા અને તેમાં રહેતા મજૂરો દિવસ આખો

કામ કરતા. એક ટેકરા ઉપર જેની પાસે ખળખળ કરતું એક ઝરણું વહેતું હતું ત્યાં ફરામજીનું ડેરું હતું. નીચેના ભાગમાં ઓવરસિયરો વગેરેને માટે નાની નાની રાવટીઓ બાંધવામાં આવેલી હતી. ગામડું અહીંથી સાત માઈલ દૂર હતું. ખાવાની બધી સામગ્રી ત્યાંથી અહીં લાવવી પડતી. પાણી માટે ચિંતા હતી નહીં. ઝરણામાંથી પાણી મળી રહેતું.

તંબૂથી થોડે જ દૂર એક મોટા જાંબુના ઝાડ નીચે એક નાનું રસોઈઘર બનાવવામાં આવ્યું હતું. ખાખરાની મોટી મોટી ડાળીઓ કાપી, જમીનમાં દાટી, એક ગોળાર્ધ જગ્યા રોકી રાખવામાં આવી હતી. આ જ હરજીનું રસોડું.

હરજી એક મહાન આફતમાં આવી પડ્યો હતો. પહેલે જ દિવસે બપોરે પોતે કેટલું રાંધતાં જાણે છે, તેની પરીક્ષા આપી ચૂક્યો હતો; અને ફરામજીની બધી ય આશાઓ ઉપર જાણે પાણી ફરી વળ્યું હતું. તે દિવસ રાતની ખીચડીમાં અને આજે બપોરના બનાવેલી રસોઈમાં–દાળ, શાક, રોટલી, ભાતમાં–જમીન આસમાનનો ફરક હતો.

"આય ખાવાનું જલ્ડી કરજે, હરજી." કહી જ્યારે જાડા ફરામજી ભૂખથી વ્યાકૂળ આમથી તેમ આંટા મારતા હતા, ત્યારે હરજી મનમાં મૂંઝાતો હતો. કેમ આવું ખાવાનું આપું? આજે તો ઘટસ્ફોટ થઈ જશે. ભારે થઈ, વગેરે વિચારોમાં તે અટવાઈ રહ્યો હતો. છેવટે ફરામજીએ પોતે જ ખુરશી અને ટેબલ મૂકી કહ્યું.

"જે બન્યું હોય તે જલ્ડી આપની, ખોડાયજી! મરી જવાય છ."

ત્યારે હરજીએ કાચની પ્લેટમાં કાચુંપાકું જે બન્યું હતું તે તેમની સામે મૂકી દીધું.

રસોઈ જોઈને જ ફરામજી શેઠનું મોઢું પડી ગયું, પણ તેઓ કશું બોલ્યા નહીં. જે થાળીમાં આવ્યું તે ખાતા રહ્યા; પણ

તેમના મુખમાંથી પ્રશંસાનો એક શબ્દ નીકળ્યો નહીં. બિચારો હરજી આ બધું જોતો રહ્યો; અને મનમાં દુઃખી થતો રહ્યો. ક્યાંથી હું અહીં આવ્યો ? શામાટે ના ન પાડી દીધી કે સા'બ રાંધતાં મને નથી આવડતું. પણ જ્યારે શેઠજી અરધું ખાવાનું મૂકીને ઊઠી ગયા ત્યારે તેનાથી સહન ન થયું. તે બોલ્યો.

" હં...હં...રસોઇ ઉતાવળમાં... "

શેઠજી બોલ્યા નહીં.

અને આથી હરજીને વધુ આઘાત થયો. હાથ ધોઈ, વામકુક્ષી કરવા શેઠજી તંબૂમાં ચાલ્યા ગયા. પહાડ તપવા માંડયો હતો એટલે ગરમી સખ્ત પડવા લાગી હતી. હરજીને ખાવાનું મન થયું નહીં.

" ભૂતનાથ. " તેણે બૂમ પાડી.

" સરકાર. " ખાવાનું મળશે એ લોભે તેણે જવાબ આપ્યો.

" આ બધું લઈને ઊટકી નાખ. "

" તમારે નથી જમવું ? "

" એની તારે શી પંચાત ? તું તારૂં કામ કરની. " ખિજાઈને હરજી બોલ્યો.

" એ ! " ભૂતનાથ બબડયો, અને પછી " ભલે ત્યારે જેવો હુકમ સરકારનો. " કહી રસોડામાં ઘૂસી ગયો. વાહ, બે ટંક ચાલે એટલા જાડા રોટલા છે, શાક છે, દાળ છે, ભાત છે. બધું છે. હવે કાચું હોય તો તેમાં શું ? અહીં તો પથરા યે પચી જાય પથરા અને પછી બધો સામાન લઈ, પાસેના એક બીજા ઝાડ નીચે નિરાંતે બેસી હાથમાં જાડો રોટલો લઇ, લહેરથી ખાવા લાગ્યો. જ્યારે બધું ખતમ થઇ ગયું ત્યારે, થોડા વધેલા ભાતને પા કટકો રોટલો પાસે ઊભેલા કૂતરાને નાખી બોલ્યો:

" લે. લે. તું પણ ખાઇ લે. નહીં તો પાછો મારા જેવા બિચારા

માણસને નજર લગાડી દઈશ." અને ત્યાર પછી ઠામ ભીટકવાના કામમાં પ્રવૃત્ત થયો.

હરજી ઝાડ નીચે જ પડ્યો રહ્યો. આ સમસ્યાનો કેમ ઉકેલ આવે તે મનમાં વિચારવા લાગ્યો; પણ કેમે કરીને કંઈ સૂઝ્યું નહીં.

પાંચ વાગતાં તે ઊઠ્યો અને પોતાની ઘોડી ઉપર ચઢી મજૂરોનું કામ જોવા લાગ્યો.

સ્ત્રીઓ માથા ઉપર ટોપલા મૂકી, ગિટ્ટીઓને-નાના પથરાઓને-લાઇન્સ ઉપર નાખે છે, અને પુરુષો તેમને ઠીક કરે છે. કેટલાક ખોદકામ કરે છે. દૂર ઉપર સુરંગો ફૂટે છે. આખું વાતાવરણ કામથી ધમધમે છે. મજૂરો ઉપર શાસન કરી પોતાનો હુકમ ચલાવવાનું કામ હરજી કોઈ દિવસ ચૂકતો નહીં. આ મજૂરો ઉપર હુકમ ચલાવવાનો તેને કંઈ અધિકાર ન હતો, તે તેનું કામ પણ ન હતું; છતાં રોજ સાંજના હરજી પોતાની ઘોડીએ ચઢી, આમથી તેમ ફરતો. મજૂરો ઉપર અને તેમની સ્ત્રીઓ ઉપર રોફ ચલાવતો. કોઈને ગાળ દેતો, તો કોઈને ઠપકો આપતો, તો કોઈને આંખથી ડરાવતો.

સામે સત્તરઅઢાર વર્ષની એક છોકરી બીડી સળગાવી રહી હતી. હરજીને આવેલો જોઈ, તેણે સળગતી બીડી ફેંકી દીધી અને ઝટપટ ટોપલો ઉપાડવા જતાં તેની સાડી પાસેની ખોરડીમાં વળગી જતાં ઠોકર ખાઈ પડી ગઈ. બીજી મજૂર બાઈઓ પણ જે ટોપલા જમીન ઉપર મૂકી બીડીઓ ફૂંકતી હતી તે એકાએક ઊઠી ગઈ અને પોતાના કામમાં પરોવાવા લાગી. પણ આજે હરજીએ કોઈને ગાળ દીધી નહીં. કોઈને તુંકારો કર્યો નહીં, કોઈના ઉપર ક્રોધદૃષ્ટિ કરી નહીં. તે તો ખોડંગતો ખોડંગતો આગળ ચાલવા લાગ્યો. આ જોઈ બધા મજૂરો આશ્ચર્ય પામવા લાગ્યા. પણ તે તો ખોડંગતો ખોડંગતો આગળ જ ચાલતો જાય છે. થોડી વારમાં તો તે પાણીના ઝરણા પાસે આવી લાગ્યો. ઝરણા આસપાસ મોટાં મોટાં જાંબુનાં અને આંમલીનાં

ઝાડો આવેલાં હતાં. તે આગળ ચાલ્યો. ઝરણાને કિનારે કિનારે તે આગળ ચાલવા લાગ્યો.

ત્યાં તો સામેથી રાધુને આવતી જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તે બોલી ઊઠચો:

"રાધુ!"

રાધુએ જોયું હરજી છે. તે બોલી નહીં; પણ તેની વેશભૂષા, તેના મુખ ઉપર છવાયેલું વિષાદનું ઘેરું વાદળ જોઇ તે સમજી ગયો કે વાત કંઇ પણ ગંભીર છે.

"લે. બહુ સારું થયું તું આવી તે. ચાલ."

તેને લઇ તે આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં તેણે પૂછ્યું.

"રાધુ! એકાએક તું આ બાજુ?"

"મારે હવે શું છે? હું તો રસ્તાની ભિખારણ."

"કેમ?"

"તે મૂંગી રહી."

"તો પણ?"

"હરિવલ્લભ આવ્યો હતો."

"હા."

"જે હતું! દાદાનું જે કંઈ હતું તે લઇ ગયો." એટલું જ તે બોલી શકી.

"તે બધું લઇ ગયો નહીં? હરામખોર, કમજાત." હરજી બોલ્યો.

રાધુ મૂંગી મૂંગી ચાલવા લાગી.

"એક વાત પૂછું?" હરજી બોલ્યો.

રાધુ તેની સામું જોતી રહી.

"તને રાંધતાં તો આવડે છે ને?"

"હા. કેમ?"

"કેમ શું? અહીં તો આફતમાં ફસાઈ પડચો છું."

"શી ?"

"શેઠજીનો રસોઈયો ભાગી ગયો છે. તે સમજ્યા કે મને રસોઈ બનાવતાં આવડે છે એટલે મને લઈ આવ્યા સાથે. મારાથી કહેવાયું નહીં કે નથી આવડતું. આજે સવારે પોકળ ખુલી ગયું. હું વિચાર કરતો હતો કે હવે શેઠજી માટે શી વ્યવસ્થા કરવી ? ત્યાં તો તું આવી લાગી. લે, બહુ સારું થયું. તારે રસોઈ કરવી પડશે."

"પણ શેઠજીને પૂછ્યા વગર ?"

"હવે વળી એમાં પૂછવાનું શું હોય ? રસોઇયો તો કોઇ ને કોઈ રાખવો જ પડશેને."

"હં" રાધુ બોલી.

"તને આવડતું હોય તો પછી બીજાનું શું કામ ?"

કામ કરતા મજૂરોને વટાવી તેઓ તંબૂ પાસે આવી લાગ્યા હતા. રસોઈઘર બતાવી હરજી બોલ્યોઃ

"હવે કામ આદરી દે, બાઈ."

રાધુએ એક અર્થસૂચક દૃષ્ટિ હરજી તરફ ફેંકી. તેનો અર્થ હતો—ખરેખર કામ આદરી દઉં ?

"હા. હા. હું કહું છું ને." હરજી બોલ્યો.

રસોડામાં પ્રવેશી, તેણે પોતાનું કાર્ય શરુ કરી દીધું. સાંજના સાડાછનો સુમાર હશે. ચૂલો ચેતાવી, લોટ મસળી તે કામ કરવા લાગી.

રાતના ખાતી વખતે શેઠજીએ પૂછ્યું: "હરજી !"

"જી."

"આય ભોનું કોને કર્યું છ ?"

"હજૂર, એક જણુને રસોઈ કરવા રાખેલ છે."

"કોન છે ટે ?"

"રાધુ. પેલો હરખુ નહીં તેના દીકરાની દીકરી."

" હં, ટે અહીં ક્યાંઠી આવી લાગી ? "

" શું કહું સરકાર. કાલે રાતના જ હરખુ મરી ગયો. ખેતર, કૂવો, ખોરડું બધું તેણે હરિવલ્લભ શેઠને ત્યાં ગીરવી મૂકેલું. કેટલા ય વરસથી વ્યાજ ચઢતું હતું. એટલે હરખુ મરતાં જ તેણે બધું પચાવી પાડ્યું, સરકાર. "

" હરિવલ્લભે ? " શેઠજીએ પૂછ્યું.

" જી સરકાર. "

" મહાજન મૂઓ બડમાસ લાગે છની ? "

" હજૂર એની બદમાશીની તે શી વાત થાય. બિચારી છોકરી સામું પણ જેયું નહીં અને કહે–'લે હવે થા ચાલતી. આના ઉપર તારો કશો હક્ક નથી.' બિચારી છોકરી રડતીકકળતી ને ઘર બહાર, હાથ ઝાલીને કાઢી મૂકી. અને સરકાર એ તો આ બાજુ ન આવી હોત તો ન જાણે શું થાત બિચારીનું. "

" રસોઈ ટો સોજી બનાવટી લાગેછ. "

" હોવે સરકાર. ઘણી જ સારી. હું તો જાણું ને સરકારઃ એટલે જ તો તેને મેં રોકી લીધી. તે તો ના કહેતી હતી. કહે 'ના ભાઈ, શેઠજીને જરૂરત હોય, ન હોય.' મેં કીધું–'અલી તું શું સમજે ? શેઠજી જો તારી વાત સાંભળે તો...' "

" લે લે. ઘનું મજેનું કીઢું. સીલ્લુને બી મડડ ઠસે. " શેઠજી બોલ્યા.

અને ત્યાર પછી અત્યંત હર્ષિત થઈ હરજી ચાલ્યો ગયો.

" રાધુ ! " તે બોલ્યોઃ "શેઠજી તારા ઉપર ખુશ થઈ ગયા છે. તેણે કહ્યું.

અને પછી તે રસોડામાં જ બેસીને ભોજન કરવા લાગ્યો. રાધુ તેને પીરસતી રહી; અને જ્યારે તેણે ભોજન સમાપ્ત કરી નાખ્યું ત્યારે પોતે ખાઈપી બાકીનું ભૂતનાથને આપી દીધું.

રાધુને રસોઈ કરતી જોઈ ભૂતનાથ મનમાં ને મનમાં બળતો હતો. કોઈ નવું માણસ આવે તે ભૂતનાથને ગમતું નહીં. તેથી જ તો આ આગન્તુકને જોઈ તેનું મોઢું એવું તો થઇ ગયું હતું કે જોઇને હસવું આવે. પણ જ્યારે પોતે જમ્યા પછી, બાકી વધેલું બધું જ ખાવાનું રાધુએ ભૂતનાથને આપી દીધું ત્યારે ભૂતનાથ ખૂબ રાજી થઈ ગયો અને રાધુનાં વખાણ કરવા લાગ્યો.

વાસણ ઊટકતાં ઊટકતાં પણ વારંવાર તે રાધુની પ્રશંસા કરતો હતો.

રાત્રિ પડી. મજૂરલોકો થાકેલાપાકેલા ભૂખથી વ્યાકુળ બનેલા રંધાતી સામગ્રીઓને નિહાળતા રહ્યા. જ્યાં જુઓ ત્યાં તાપણાં બળે છે અને પથરાના ત્રિકોણાકાર ચૂલાઓ ઉપર માટલાંની તાવડીઓમાં જાડા જવારના રોટલા પકાવાય છે. ફાટેલી ગોદડી, પાંચ માણસ વચ્ચે એક ઘંટી, એકબે તપેલી અને એકબે હાંડલાં–બસ, આ જ તેમની સંપત્તિ.

સ્ત્રીઓ હાથવડે જ જાડા રોટલા ટીપે છે અને તાવડીઓ ઉપર નાખે છે. જ્યારે રોટલા તૈયાર થાય છે ત્યારે ચૂલાના અંગારમાં તેને પરિપકવ કરવા નાખે છે.

ભૂખ્યા અને થાકેલા મજૂરો જમીન ઉપર સૂઈ ગયા છે. બોલવાની પણ જાણે તાકાત નથી. બાળકો આમથી તેમ દોડે છે અને રમે છે; અને બટકું રોટલો હાથમાં લઇ ખાતા ફરે છે.

ભોજન તૈયાર થતાં હાથમાં જ રોટલા લઈ, તેના ઉપર દાળ રાખી, ખાઇ, પાણી પી, ત્યાં ને ત્યાં ફાટેલી ગોદડી ઉપર ઊંઘી જાય છે.

ઓવરસિયરોની નાની રાવટીઓ બહાર શણની ખાટલીઓ પથરાયેલી છે; અને તેમના નોકરો તેમની સેવામાં હાજર છે. ભોજન કર્યા પછી, પાણી પી, તેઓ નિરાંતે ઊંઘવાની તૈયારી કરે છે.

ટેકરી ઉપર શેઠજીના તંબૂ બહાર એક સુંદર પલંગ પાથરેલો છે અને ભોજન પછી શેઠજી ત્યાં આડા પડ્યા છે. હરજી થોડેક દૂર પથારી ઉપર જ ઊંઘે છે.

આકાશમાં ચંદ્ર ઊગ્યો હતો. વાતાવરણ સુંદર હતું. પવન પણ હવે વાતો હતો. થોડી વારમાં ફરામજીનાં નસકોરાં જોરજોરથી બોલવા લાગ્યાં. હરજી પણ ઊંઘી ગયો.

રાધુ પોતાની પથારીમાં પડી પડી આસપાસનું દશ્ય જોવા લાગી. દૂર દૂર સુધી પર્વતોની હારમાળા પથરાયેલી છે. મોટાં મોટાં વૃક્ષો અને વનમાંનાં વન્ય જંતુઓનો અવાજ કાને પડે છે. આ બાજુ રસોડું છે. સામે શેઠજીનો તંબૂ છે અને તેમાં તે સૂતા છે.

તેમને ઊંઘ આવતી ન હતી. છેલ્લા બેત્રણ દિવસોના બનાવો વારંવાર તેમની દૃષ્ટિ સામે આવીને રમવા લાગ્યા. તે ક્યાં હતી અને ક્યાં આવી લાગી છે. જીવન કેટલું પરિવર્તનશીલ છે ? તેણે સ્વપ્ને પણ આશા નો'તી રાખી કે પોતાનું ખેતર, વાડી, કૂવો અને ઘર આ બધું મૂકીને તેને પોતાના પેટ માટે આમ રખડવું પડશે. સારા નસીબે આ સ્થળ મળી ગયું છે, પણ તેને તે ગમતું નથી.

તેની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. ચંદ્ર આકાશમાં આગળ વધતો દેખાય છે. તારાઓ ચારે કોરથી ખીલ્યા છે. રાત્રિ સમસમ કરતી આગળ વધે છે. અને તેની આંખોમાંથી ફરી ફરીને અશ્રુ વહે છે.



[ ૫ ]

દ્દશાના જંગલોમાં વાઘ અને દીપડાનો ઘણો ભય હતો; અને તેથી મજૂરો રાત આખી મોટાં મોટાં તાપણાં કરતા અને તે રાત આખી બળ્યાં કરતાં. એવું એક તાપણું શેઠ ફરામજીની ટેકરી ઉપર પણ બળતું હતું.

રાત્રિના ત્રણ વાગ્યાનો સુમાર હશે. આસપાસના બધા લોકો ગાઢ નિદ્રામાં પડ્યા હતા. એક માણસ આ સમયે ઝાડોની ઓથમાં લપાતોછુપાતો ફરામજીના ડેરા તરફ આવતો હતો. ડેરા પાસે આવી તે થોભ્યો અને આસપાસની બધી ય બાજુઓનું નિરીક્ષણ કરવા લાગ્યો. પછી જે જગ્યાએ રાધુ સૂતી હતી ત્યાં આવી તે થોભ્યો. રાધુનો ચહેરો નિદ્રામાં પણ જાણે રોતી હોય તેવો લાગતો હતો. તેનો પગ પકડી તેને જગાડી, તેના મોઢા ઉપર આંગળી મૂકી કહ્યું:

"ચૂપ."

બેબાકળી રાધુ આગન્તુક તરફ જોવા લાગી.

"મારી પછવાડે ચાલ." તે ધીમેથી બોલ્યો.

રાધુ સમજી શકી નહીં, કે આ માણસ તેને શા માટે પોતાની પાછળ આવવાનો સંકેત કરે છે.

"બૂમ પાડતી નહીં. હું તારો બાપ છું." તે બોલ્યો.

"મારો બાપ ?" રાધુ વિચારી રહી. પછી હૃદયના તમામ ભયને દૂર ફેંકી તે, તે વ્યક્તિ પાછળ ચાલવા લાગી. ચાંદનીથી બચતો બચતો તે, પુરુષ વૃક્ષો હેઠળ થઈ આગળ ચાલતો હતો. એક નિર્જન સ્થળે જઇ તે થોભ્યો. રાધુ તેની પાછળ પાછળ ચાલી, એક ઝાડી પાસે આવી ઊભી રહી.

"તું મને ન ઓળખી શકી નહીં ?" પુરુષે કહ્યું. રાધુ મૂંગી ઊભી રહી.

"તેમાં તારો વાંક નથી. પાંચ વર્ષની હતી ત્યારે જ હું તને છોડીને ચાલ્યો ગયો છું. તું મને ન ઓળખે તે સ્વાભાવક છે; પણ બેટા ! આજે તારું કામ પડયું છે એટલે આવ્યો છું." તે બોલ્યો.

રાધુ ચુપચાપ સાંભળતી રહી. બેકાર છું, રખડું છું ને રઝળું છું. આજ ચાર દિવસથી કંઈ ખાધું નથી. દાદાને મળવા ગામ ગયો, ત્યાં તો બધું ખતમ થઇ ગયું છે. અને પછી એક કૃત્રિમ દીર્ઘ નિઃશ્વાસ લઈ તે બોલ્યોઃ "ત્યાં સાંભળ્યું કે ઘરને છોડી તું ભાગી ગઇ છે. તને શોધતો શોધતો અહીં આવ્યો."

પછી થોડી વાર શ્વાસ લઈ ફરીથી બોલવા લાગ્યો.

"તને અહીં નોકરી મળી ગઇ છે તે પણ જાણ્યું. થોડા પૈસા આલીશ, બેટા ?"

"પૈસા તો મારી પાસે નથી."

"ખોટું બોલે છે. મરતા–ડૂબતા બાપને બચાવવા માટે તારી પાસે પૈસા નથી ?"

"ખરું કહું છું. મારી પાસે કંઇ નથી."

"ખોટું, તદ્દન ખોટું." તે બોલ્યો.

પછી ડોળા કાઢી, તે બોલવા લાગ્યો: "હશે મારાં ભાગ્ય. હું ધારતો હતો કે, મારી દીકરી આફતને વખતે મને જરૂર બચાવશે. પણ......" અને પછી તે જમીન ઉપર બેસી પડયો અને ખોટે ખોટું રડવા લાગ્યો.

રાધુ આ જોતી રહી. શું બોલવું, શું કરવું, તેને કશું સૂઝયું નહીં.

" તારા પગમાં ચાંદીનાં કડાં છે. તે ન આપે ? " થોડી વાર પછી, સ્વસ્થ થતો હોય તેમ તે બોલ્યો.

રાધુએ પગનાં કડાં કાઢી આપ્યાં અને બોલી:

" લો. આ કડાંથી જ તમારું કામ ચાલતું હોય તો લો."

"લાવ-દીકરી. જીવતી રહે. સો વરસની થા." તેમ બોલી તેણે કડાં લઈ લીધાં અને પછી કહ્યું:

" બીજું કશું નથી તારી પાસે ? "

" ના. "

" સાચું કહે છે ? "

" હા. "

" ખોટું બોલીશ તો તને તારી માના સમ છે. "

માનું નામ સાંભળી રાધુનું મન ન જાણે કેવું થઈ ગયું. જે બાપે જીવતી મા સાથે કોઈ દિવસ પ્રેમ કર્યો નથી, જેણે દારૂ ઢીંચી ઢીંચી, માને મારવા સિવાય બીજો ધંધો કર્યો નથી, માતાનું મૃત્યુ થતાં જ જે બીજી છોકરીને લઈને નાસી ગયો છે, જેણે આજ-દિવસ સુધી કોઈ દિવસ તેની ભાળ લીધી નથી તે જ બાપ આજે એકાએક આવી, પૈસા માગે છે અને મરેલી માતાના સમ આપે છે. તેની આંખમાંથી એક અશ્રુનું બિંદુ જમીન ઉપર પડી ગયું, પણ તેની જાણ આ પિતાને ન થઈ.

તે એકાએક ઊઠયો.

"લે, હું જાઉં છું. તને આશીર્વાદ આપું છું. તું રાણી થઈશ. કોઈને કહેતી નહીં. સમજી ?"

અને પુત્રીના ઉત્તરની રાહ જોયા વિના જ તે ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

આ તેનો પિતા છે. આજે દસથી બાર વર્ષ પછી રાધુ તેને મળી છે. પણ તેના હૃદયમાં તેના માટે સ્નેહનો છાંટો નથી. ખરેખર તે વિપત્તિમાં હશે કે ખોટું બોલી તેની પાસેથી કડાં પડાવી લઈ ગયો હશે ? જે હોય તે. ભલે ને લઇ ગયો કડાં ? કડાં લઇને જ જો તેનું ભલું થતું હોય, તેનું દુ:ખ મટતું હોય તો ભલે લઈ ગયો. એક મોટા પથ્થર ઉપર બેઠી બેઠી તે વિચારોના વમળમાં તણાતી રહી. ક્યાંય સુધી તે ત્યાં બેઠી રહી ? વારંવાર તેને થતું—શા માટે મૃત માતાના સમ આપી પિતાએ તેના હૃદયને હચમચાવી મૂક્યું હશે ?

રાત્રિ આગળ વધતી હતી. આકાશ ઉપર ઉષાનાં આગમન થવાની તૈયારી હતી, છતાં મૂઢની જેમ તે ત્યાંની ત્યાં બેઠી રહી.

સામેથી ખોડંગતો ખોડંગતો હરજી આવતો હતો. રાધુને આ સ્થળે બેઠેલી જોઈ તે આશ્ચર્યમાં પડી ગયો અને બોલ્યો:

"રાધુ !"

"હો." તે બોલી.

"અહીં ?"

એકાએક શો જવાબ આપવો તે તેને સૂઝ્યું નહીં. પછી બોલી: "જંગલે ગઇ હતી."

"ઓહ ! બહુ વહેલી ઊઠે છે ?"

"હા." તે બોલી.

"હું જઈ આવું. બેસજે."

"ભલે."

થોડી વાર પછી જ્યારે હરજી આવ્યો ત્યારે બન્ને જણ તંબૂ

તરફ જવા લાગ્યા. રાધુના મનમાં અનેક વિચારો ઘોળાતા હતા. આ વાત કોઈને પણ કહી શકાય તેવી નથી. ના, તે કોઈને આ વાત જણાવા દેશે નહીં.

"બહુ વહેલી ઊઠતી લાગે છે?" ફરીથી હરજીએ પ્રશ્ન કર્યો.

રાધુએ આનો જવાબ આપ્યો નહીં.

મૂંગાં મૂંગાં બન્ને ચાલવા લાગ્યાં.

"રાધુ." થોડી વાર પછી હરજી બોલ્યો.

"હો." તેણે ધીમેથી જવાબ આપ્યો.

"હવે તું અહીં આવી ગઈ, હું ગામ ચાલ્યો જઈશ."

"કેમ?" તેણે પૂછ્યું.

"ત્યાં દુકાન કોણ ચલાવશે? આ તો શેઠજીએ કહ્યું તે આવી ગયો. ત્યાં જ કહી દીધું હોત કે મને રાંધતાં આવડતું નથી તો આ બધી પંચાતમાં પડવું ન પડત." તે બોલ્યો.

રાધુ સાંભળી રહી.

"ત્યાં દુકાન ઉપર કોઈ નથી અને મારા વિના દુકાન ચાલી શકે તેમ નથી. આપણું અહીં કામ નહીં."

"થોડા દિવસ દુકાન નહીં ચાલે તો યે શો વાંધો?" રાધુએ કહ્યું.

હરજી આનંદમાં આવી બોલ્યોઃ "તું કહેતી હો તો..."

"મારા કહેવાથી જ રોકાઓ એમ હું નથી કહેતી." તે બોલીઃ "પણ..."

"ના, ના. હં બરોબર છે." વાતને વચમાંથી જ કાપી હરજી બોલ્યો. જાણે કેમ રાધુના છેલ્લા શબ્દો તેને ગમ્યા નહીં. અને પછી રસ્તામાં તે કશું બોલ્યો નહીં.

સવારની ચહા પાતી વખતે હરજીએ ફરામજી શેઠને કહ્યુંઃ

"જી—જી."

"શું છે ?"

"એ તો કહેતો હતો..."

"શું કહેતો હતો–બોલની, બોલની." શેઠજી બોલી ઊઠયા.

"એ તો કહેતો હતો કે હવે...જો...આપ રજા આપો તો... જાણે કે...દુકાન..."

"બોલી નાખની–બોલી નાખની."

"એ તો દુકાન ઉપર કોઈ નથી. અહીં મારું કામ નથી. રાંધવાનું..."

"રાંધવાનું...વારુ...પછી કહેવસ." તેમણે ટૂંકો જ જવાબ આપ્યો.

રાધુ, સ્નાન કર્યા પછી, છૂટા વાળ રાખી, રાંધવાનું કાર્ય કરતી હતી. હરજી રાંધણિયામાં બેઠો શાક સમારતો હતો.

"પછી જવાનું શું થયું ?" રાધુએ પૂછયું.

"નક્કી નથી." તેણે ટૂંકો ને ટચ જવાબ આપ્યો. પછી કોઇ કંઇ બોલ્યું નહીં.

બપોરનું ખાવાનું હજુ તૈયાર થઈ રહ્યું હતું. મજૂરો કામ ઉપર કયારના લાગી ગયા હતા. ખણખણ કરતો એક ટપાલી શેઠજી પાસે આવી સલામ કરીને કંઈ આપી ગયો.

જ્યારે હરજી જમવાની તૈયારી કરતો હતો, ત્યારે શેઠજી આરામ ખુરશી ઉપર બેઠા બેઠા મૂછોમાં હસતા હતા.

હરજીને ટેબલ જમાવતાં જોઈ બોલ્યાઃ

"હરજી."

"જી."

"ટારે ગામ જવાનું નઠી."

તેણે સાશ્ચર્ય ફરામજી તરફ જોયું.

"બાઈ આવે છ." તેમણે કહ્યું.

"આવે છે? ક્યારે?" તેણે પૂછ્યું.

"આજે સાંજની ગાડીમાં."

"સાંજની ગાડીમાં, સરકાર?" ફરી તેણે પૂછ્યું.

"હા."

થોડી વાર પછી શેઠજી બોલ્યા.

"ટાંગો જોડાવી તૈયાર રાખ. ભોનું કરીને જવાનું છ. ટારે પન સાઠે આવવાનું છ."

"જી."

હરજી આનંદમાં આવી ગયો. આજે સિલ્લુબાઇ આવે છે. તેનાં શેઠાણી આવે છે. શેઠજી તેને સાથે લઇ જવાના છે. બીજા કોઇને નહીં. હારતો. તે જ તો માનીતો નોકર છે. આજ આટલાં વર્ષોથી તેમની સેવા કરે છે. ઘોડી ઉપર ચઢી તેણે બૂમ મારી:

"ભૂતનાથ! એ ભૂતનાથ."

ભૂતનાથ કોઈ મજૂર સાથે વાતો કરતો ચલમ ફૂંકતો હતો.

હરજીએ જોરથી બૂમ મારી.

"અલ્યા એ બહેરા. સાંભળે છે કે નહીં. આ માળાં કમજાત નોકરો..." તે બરાડયો.

ભૂતનાથના કાન ઉપર શબ્દ પડતાં જ તે બોલ્યો.

"આવ્યો સરકાર."

"આવ્યો સરકાર! અલ્યા કાન ફૂટી ગયા છે?" હરજી બોલ્યો.

મોઢું ચઢાવી, ચલમ ફૂંકતો ફૂંકતો ભૂતનાથ ત્યાં આવી લાગ્યો.

"શું સમજ્યો?" ભૂતનાથ કંઇ જ સમજ્યો ન હતો અને તે શું સમજ્યો ન હતો તે પોતે જાણતો ન હતો. એટલે સામા આવી હરજીનું મુખ તાકી ઊભો રહ્યો.

રાધુ આ દૃશ્ય જોતી મનમાં હસતી હતી.

"શું ડોળા ફાડીને ઊભો છે? શેઠસા'બ ક્યારના..."

"શેઠસા'બ બોલાવે છે ?"

"અલ્યા, પૂરું સાંભળ તો ખરો ? એક તો સાંભળવું નહીં અને બીજા મજૂરો સાથે બેઠા બેઠા તડાકા મારી તેમના કામમાં..."

"પણ ભાઇશા'બ."

"બેસ, ભાઇશાબવાળી. ટાંગો કર તૈયાર."

"ખરે બપોરે!"

"હા. હા. ખરે બપોરે. ચાલ જલ્દી કર."

પછી રાધુ તરફ જોઇ હરજી બોલ્યો:

"મારે માટે જલ્દી પીરસી દો. આ ભૂતનાથને પણ જલ્દી આપી દો."

રાધુ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઇ.

જ્યારે હરજી જમતો હતો, ત્યારે રાધુએ પૂછ્યું.

"જાઓ છો ?"

"હા." હરજીએ જવાબ આપ્યો.

પછી રાધુ કંઇ બોલી નહીં.

ટાંગો તૈયાર થઈ ગયો. શેઠજીએ મુખ્ય ઈજનેરને બોલાવી કહ્યું:

"હું રાતના મોડો આવીશ. કામ ઉપર દેખરેખ રાખજો." અને પછી ટાંગામાં બેઠા. તેમના ભારથી બિચારા બળદો નમી ગયા અને એકબીજા સામી અર્થસૂચક દૃષ્ટિ નાખવા લાગ્યા.

ભૂતનાથ અને હરજી બન્નેએ પોતપોતાને સ્થળે આસન લીધાં અને પછી, તે ઊંચાનીચા રસ્તા ઉપર ચાલવા લાગ્યા.

ક્યાં ય સુધી રાધુ ટાંગાને જોતી રહી. ન જાણે કેમ તેને થયું તેનું કોઇ સ્વજન જાય છે. હરજીએ જ તે સાંજે તેને દારુ આપ્યો હતો. હરજીએ જ આ સ્થળે તેને નોકરી અપાવી હતી. જો હરજી તેને મળ્યો ન હોત તો તેનું શું થાત ? તે વિચાર આવતાં જ તેનું હૃદય હરજી પ્રત્યે સ્નેહ અને શ્રદ્ધાથી છલોછલ ભરાઇ ગયું. ગમે તેમ

હોય, હરજીના હૃદયમાં તેના માટે લાગણી અવશ્ય છે, નહીં તો એક અજાણી છોકરીને શા માટે આશરો આપે ?

અને બન્નેનાં મન એકાએક કેમ જુદાં થઈ ગયાં ? તેનું કારણ તે પણ સમજી શકી નહીં.

થોડું ખાઇ, ઝાડ નીચે જ તે ઊંઘવાનો પ્રયાસ કરવા લાગી. ઝાડ ઉપર પક્ષીઓ કલરવ કરતાં હતાં. કીડીઓની હાર વૃક્ષ ઉપર ચઢતી હતી. આ હાર ઉપર સુધી જતી હતી...આ બધું તે સૂતાં સૂતાં જોતી રહી.



[ ૬ ]

રાતના બાર વાગ્યા સુધી રાધુ પોતાનું કામ કરતી રહી. દિવસ આખાની બેચેનીને ગૃહકાર્યમાં ભુલાવવાનો પ્રયત્ન કરવા લાગી. તંબૂ ઝાડી, તેણે અંદરની બધી ય વસ્તુઓ વ્યવસ્થિત રીતે ગોઠવવાનું આરંભી દીધું. સંધ્યા થતાં ફરામજી શેઠનો ખાટલો બહાર કાઢ્યો અને તેને બહાર બિછાવ્યો. અંદરનું ટેબલ, તેના ઉપર પડેલી ચોપડીઓ વગેરે વ્યવસ્થિત રીતે ગોઠવી, રસોડાને સાફ કરી, તેની અંદરની બધી ચીજોને સાફસૂફ કરી ગોઠવી મૂકી દીધી. રાતના શું કરવાનું છે, કોણ ક્યારે પાછું આવશે તે જાણતી ન હતી; એટલે પોતાને માટે પણ તેણે કંઇ પણ રાંધ્યું નહીં અને રસોડા બહાર પડી રહી. રાત્રિ આવી અને આગળ વધવા લાગી છતાં તેને ઊંઘ આવી નહીં.

રાતના બારેક વાગે ખણખણ કરતો ઘુઘરાનો અવાજ કરતો ટાંગો આવી લાગ્યો. રાધુ એકાએક પથારીમાં બેઠી થઈ ગઇ અને તેણે જોયું. ટાંગામાં ફરામજી પાસે જ એક બીજી સ્થૂળકાય સ્ત્રી બેઠી છે. જ્યારે ટાંગો ઊભો રહ્યો ત્યારે તેણે જોયું કે હરજી પણ સાથે જ આવ્યો છે. તે ધારતી હતી કે હરજી તો ગામડે ગયો હશે.

જેના જવાથી તેને દુઃખ થયું હતું તેને જોઇ તેને હર્ષની લાગણી થઇ કે શોકની તે પોતે પણ સમજી શકી નહીં.

"હરજી..."

"જી."

"સખ્ત ભૂખ લાગી છ. પૂરી ને ચાય તૈયાર કરાવ."

સ્ટવ સળગાવી, રાધુ ચહા અને પૂરી કરવા લાગી.

હરજી અત્યંત ધમાલમાં હતો. બધો સામાન મૂકીને તે રસોડામાં આવ્યો અને બોલ્યો:

"કેમ પૂરી તૈયાર છે કે ?"

"હા."

"તૈયાર થાય છે." તે બોલી.

"જરા ઉતાવળ કરજે."

"ભલે."

થોડી વારમાં તો હરજી પાછો આવ્યો અને એક ખૂણામાં બેસી રાધુનું કાર્ય જોતો રહ્યો. નાની નાની પૂરીઓ વણી તે કડાઇમાં નાખતી હતી અને જ્યારે તે દડા જેવી ગોળ ઉપસીને થઇ જતી ત્યારે થાળીમાં કાઢી લેતી. હરજી આ જોઈ ખૂબ ખુશ થઈ ગયો.

"વાહ, પૂરી તો સરસ આવડે છે ને."

"કેમ ન આવડે?" રાધુ બોલી.

હરજી મૂંગો મૂંગો આ કાર્ય જોતો રહ્યો. પછી બોલ્યો:

"હું તો ગામડે જવા માગતો હતો, પણ જઇ ન શકાયું."

"કેમ?" રાધુએ પ્રશ્ન કર્યો.

"બાઈ આવતાં હતાં એટલે તેડવા જવું પડયું."

"હું તો સમજી કે તમે ગયા હશો."

"જાઉં તો સારું એમ ને?" હરજીથી બોલાઇ ગયું.

"એમ હું નથી કહેતી. હું ધારતી હતી કે તમે ગામડે ગયા હશો."

હરજી મૂંગો રહ્યો. થોડી વાર પછી બોલ્યો.

" હા. હવે વધારે દિવસ અહીં નહીં રોકાઉં. "

ત્યાં તો સિલ્લુભાઈએ રાંધણિયામાં ડોકું કાઢ્યું અને બોલ્યાં:

" એવન જ રસોઈ કરે છ કે, હરજી ? "

" હાજી. "

" વારુ. ટને રાંધટાં ટો આવરે છ ની ?"

" જી. "

"વારૂ. લે. આ બાકીના લોટમાં થોરૂં મીઠું અને થોરૂં જીરૂં નાખીને બનાવજે. "

" જી. "

અને પછી હરજી કાચની રકાબીઓમાં—પ્લેટોમાં પૂરી લઈ ગયો.

× × ×

સૂતી વખતે હરજી પથારીમાં બેઠો બેઠો આકાશ ભણી જોતો હતો ત્યારે રાધુ, પાસે આવી બોલી:

" હું પણ કાલે જાઉં છું. "

આ અણધાર્યા શબ્દોથી હરજીને આશ્ચર્ય થયું.

" કેમ ? "

" બસ. મને ઠીક નથી લાગતું."

" શું ઠીક નથી લાગતું ? "

" કંઇ નહીં. મને નહીં ફાવે. મન નથી ગોઠતું. "

એકાએક હરજીનું હૃદય સ્નેહથી છલોછલ ભરાઇ ગયું.

તેનો હાથ પકડી, બેસાડી તે બોલ્યો:

"કેમ ? કેમ નથી ગમતું ? "

રાધુ મૂંગી રહી.

બન્ને જણ કેટલી ય વાર સુધી મૂંગાં બેઠાં રહ્યાં. તંબૂ પાસે જ બે ખાટલા પાથરેલા હતા. શેઠ અને શેઠાણી ઊંઘી ગયાં હતાં. થોડે દૂર ભૂતનાથ લહેરથી નસકોરાં બોલાવતો ઊંઘતો હતો.

"રાધુ." હજી બોલ્યો.

રાધુએ હરજી તરફ જોયું. તેની આંખોમાં સ્નેહ અને યાચના હતા.

"રાધુ." તે ફરીથી બોલ્યો. તું ન જા. તારા વગર..."

"શું?"

"કંઈ નહીં." પછી ગળું સાફ કરી તે બોલ્યો: "જોની. તારા વગર અહીં કેટલી મુશ્કેલી ઊભી થશે? શેઠાણી રાંધી શકે તેમ નથી. આજે કેટલાં ય વર્ષો પછી..." અને આગળ બોલતાં તે અટક્યો.

રાધુ તેના મુખ સામું જોવા લાગી—જાણે પૂછતી હોય-તે શું કહેવા માગે છે.

"રાધુ! શેઠને છોકરાં નથી. બન્ને જણ કેટલાં ય વર્ષોથી ઝંખના કરે છે કે પુત્ર થાય—બાળક જન્મે. કેટલાય પૈસા ખરચી નાખ્યા. દાક્તરબાબુને બતાડ્યાં. તે કહે 'શેઠજી-ચિંતા નહીં કરો—મારૂં વચન છે. તમને સુંદર પુત્ર ભગવાન ન આપે તો મારૂં નામ નહીં—'અને પછી તો જાડી મૂછોવાળા દાક્તર બાબુ ખડખડાટ હસી પડ્યા." રાધુ આ સાંભળતી રહી.

"આજ આટલાં વર્ષો પછી, એમ લાગે છે કે તેમની મનોકામના પૂરી થશે."

"એમ?" રાધુથી પુછાઇ ગયું. પછી તેણે શરમથી મોઢું નીચું કરી દીધું.

તે વિકસેલી ચાંદનીમાં, હરજીને થયું-કેવી સુંદર છોકરી છે. એકાન્ત છે. તે છે અને આ રાધુ છે—વિશ્વ જાણે એ બન્નેમાં એકાકાર થઇ ગયું છે.

સ્નેહભરેલી દૃષ્ટિથી હરજી તેના તરફ જોતો રહ્યો. કોઇ કંઇ બોલ્યું નહીં. શું ચાલતું હતું તેમના મનમાં?

"રાધુ." કેટલીયવાર પછી તે બોલ્યો.

રાધુએ સામું જોયું.

"તો...એને–આ બધું સાંભળીને પણ તું જઈશ? એક ક્ષણ રાધુ મૂંગી રહી. કંઈ પણ જવાબ આપી શકી નહીં. અનેક વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા. અહીં રહેવું કે ન રહેવું. હરજી તેને ચાહે છે કે નથી ચાહતો? આ વિચાર શા માટે?

એકાએક કાલ રાતની વાત યાદ આવી. તેના પિતાની મૂર્તિ તેને યાદ આવી. બીકથી તે થરથરી ઊઠી. હરજીએ આ જોયું.

"શું થાય છે?" તેણે પૂછ્યું.

"કંઈ જ નહીં."

"તો પછી રહીશ કે?"

"રહીશ." તે બોલી.

હરજીએ પાસે બેઠેલી રાધુનો હાથ પોતાના હાથમાં લીધો અને પોતાના તરફ ખેંચ્યો. રાધુ ચૂપ બેસી રહી.

'તારો ઉપકાર નહીં ભૂલું." હરજીથી બોલાઈ ગયું અને તેણે રાધુનો હાથ દબાવ્યો.

બીજી જ ક્ષણે રાધુએ પોતાનો હાથ લઈ લીધો અને બોલીઃ

"ઊંઘી જાઓ, મોડું થાય છે."

"ચોક્કસ નહીં જાને?"

"ના." કહેતી તે ઊઠી ગઈ.

પછી પોતાની પથારીમાં જઈ ઊંઘવાનો પ્રયાસ કરવા લાગી. આ થોડી જ ક્ષણોમાં શું યે થઈ ગયું? હરજી પાસે તે બેઠી, તેણે તેનો હાથ પોતાના હાથમાં લીધો, તે કશું બોલી નહીં. હૃદયમાં આ શું થાય છે?

અને પેલી બાજુ પોતાની પથારીમાં પડ્યો પડ્યો હરજી વિચારતો હતો–કેટલી ભલી છોકરી છે? કેટલી નિર્દોષ છે?

અને પછી બન્ને જણ એકબીજાનો વિચાર કરતાં ઊંઘી ગયાં.

\+ \+ \+

દરાના પહાડોમાં જૂનાં ઐતિહાસિક ખંડેરો આવેલાં હતાં. આ સ્થળથી એક માઇલ દૂર એક જૂના મહેલના સુંદર ખંડેરો ઊભાં હતાં. ફરામજી શેઠે તે દિવસે સવારના પહોરમાં હરજીને બોલાવી કહ્યું:

"હરજી."

"જી." તે હાથ જોડી, સામે આવી:બોલ્યો.

"પેલાં ખંડેરો જોવા જેવાં છે. આજે બપોરે ત્યાં જ જઇએ તો?"

"જી. જી!"

"સિલ્લુ!" પત્નીને બૂમ પાડી તેઓ બોલ્યા: "પેલાં ખંડેરો છની–ત્યાં જશું કે?"

"ચાલોની, ઘનું મજેનું." પત્નીએ અભિપ્રાય દર્શાવ્યો.

"તો હરજી. ગાડી જોડાવી. રાંધવાનો સરંજામ લઇ જા અને સોનજી રસોઇ કરાવ. બપોરે અમે ત્યાં જ ભોનું ખાવા આવીશું. રાધુને લઇ જજે. તું પછી પાછો આવજે."

"જી."

હરજી રાધુ પાસે આવી બોલ્યો: "રાધુ."

રાધુ બોલી: "હં."

"તૈયાર થા."

"શેને માટે?"

"એ ને કેવાય છે તે પેલાં ખંડેરો છે ને ત્યાં જવાનું છે."

"કેમ?"

"કેમ શું? ત્યાં આજે રસોઇ છે અને શેઠજી ને શેઠાણીજીનો વિચાર છે કે તે જગ્યા જોઇએ."

"ખંડેરોમાં શું જોવાનું હોય." તે પૂછી ઊઠી.

"અરેરે! ભણ્યાગણ્યા લોકોને તો ખંડેરો જોવાં જ ગમે! તું શું સમજે? લે, હવે થઇ જા તૈયાર."

"ભલે."

રાંધુ વાસણ અને રાંધવાની સામગ્રી બાંધી તૈયાર કરવા લાગી.

"એ છોડી." એક મજૂર–છોકરીને સામે આવતી જોઇ હરજીએ બૂમ પાડી.

છોકરી ડરતી ડરતી ત્યાં આવી.

"પેલો ભૂતનાથ છે ને ?"

"કયો ભૂતનાથ, સા'બ." છોકરી ભૂતનાથનું નામ સાંભળી જાણે વધુ ડરી ગઇ હોય તેમ ડોળા ફાડી પૂછી ઊઠી.

"હવે પેલો ભૂત જેવો ભૂતનાથ, નથી ઓળખતી ?"

બિચારી છોકરી ભૂતનું નામ સાંભળી વધારે ડરી ગઇ.

હરજીને હસવું આવ્યું. તે હસવું રોકી શકયો નહીં. આ જોઇ છોકરી રડવા જેવી થઇ ગઇ.

"હવે એમાં રડવા જેવી શું થઇ ગઇ છે ? જો."

છોકરી સામું જ જોઇ રહી.

"જો. પેલા ઝાડ નીચે બેઠો જે ચલમ પીએ છે તે."

"હા."

"તે ભૂતનાથ."

"સરકાર."

"સરકાર–સરકાર કરતી જાને, તેને અહીં મોકલી દે."

"હજૂર."

જાણે મહાન સંકટમાંથી વિમુક્ત થઇ હોય તેમ છોકરી ત્યાંથી નાઠી; પણ આગળ જઇ જોયું તો ભૂતનાથ હાથમાં ચલમ રાખી ઊંઘતો હતો.

"બાબુસા'બ." તે બોલી.

પણ ભૂતનાથે જવાબ ન આપ્યો.

ચૌદ વર્ષની છોકરી–ભૂરી આંખો, ડરતી ડરતી તે ફરીથી બોલી.

"બાબુસા'બ."

તો યે ભૂતનાથ પોતાની તન્દ્રામાંથી ન જાગ્યો.

"બાણુસા'બ." ફરીથી તે બોલી.

"કુણ સે." એકાએક ઊંઘમાંથી જાગી તે બોલ્યો. બીકથી છોકરી ચમકી–જાણે ભૂતનાથ તેને ન ખાઇ જવા માગતો હોય.

આંખો ફાડી. નેત્રોના ડોળા આમથી તેમ ઘુમાવી તે બોલ્યો.

"શું છે?"

"જી, સા'બ, બાણુ સા'બ."

"શું છે પણ?" ફરીથી ડોળા ફાડી ચલમ ફૂંકતો તે પૂછવા લાગ્યો.

"બોલાવે છે."

"કુણ બુલાવે છે?"

"પેલા...તે...પેલા બાણુજી."

"બાણુજી," છોકરીને એક તીક્ષ્ણ દૃષ્ટિથી વીંધી ન નાખતો હોય તેમ જોતો તે બોલ્યો અને પછી એકીસાથે ચલમમાંથી ધૂમાડાના ગોટેગોટા ઉડાડવા લાગ્યો અને તે ધૂમાડાના ગોટેગોટને છોકરીના મુખ તરફ ગતિમાન કરવા લાગ્યો.

છોકરી ત્યાંથી નાઠી અને કામ કરતી અન્ય સ્ત્રીઓમાં ભળી જઈ બોલી:

"હાશ–મારા બાપ!"

"શું થયું?"

"પેલા ભૂત..."

"ભૂત?"

"હા, જોની–પેલો..." ભૂતનાથ તરફ જોઈ આંગળી ચીંધી બોલી.

ભૂતનાથ સમસ્ત સૃષ્ટિને ગાળ દેતો અને બબડતો બબડતો ઊઠ્યો અને હરજી પાસે આવી બોલ્યો:

"શું છે?"

"શું છે શું? ગાડી જોડ."

"કેમ?"

"કેમ એટલે? ખંડેરામાં જવાનું છે."

"હં." તે બબડયો અને. બળદોને જોડવા લાગ્યો. બળદો આજે-સવારમાં-જોડાવા માટે જરા પણ તૈયાર દેખાતા ન હતા. માંડમાંડ બળદોની સત્તર પેઢીઓને ગાળો દેતો તે તેમને ગાડી પાસે લાવ્યો. ગાડી આગળ લાવી બળદોને ધૂસરી તરફ લઈ જવા લાગ્યો; પણ ડાબા બળદે સત્યાગ્રહ જાહેર કર્યો અને એક ડગલું પણ આગળ વધવાની ના પાડી.

"આ મરરે! હહરીના." ભૂતનાથે ખિજાઈને કહ્યું.

પણ આ ગાળની અસર ડાબા બળદ ઉપર; કંઈ થઈ નહીં. નિર્વિકાર, નિર્લિપ્ત તે તો જેમનો તેમ ઊભો રહ્યો.

"ચાલે છે કે મારું?–મારો બેટો.'

ડાબો બળદ ભૂતનાથનો બેટો થવા તૈયાર હતો પણ ચાલવા તૈયાર ન હતો. આ જોઈ, પાસે પડેલી લાકડીને હાથમાં લઈ ભૂતનાથે ડાબા બળદ ઉપર ઘા કર્યો.

"લે. લેતો જા."

પણ ડાબો બળદ તો અવિચળ-સ્થિર–અડગ ઊભો રહ્યો.

જમણા બળદની રાસ ભૂતનાથના હાથમાં હતી. ક્યારનો તે આ બધી રમત જોઈ રહ્યો હતો. લાકડીનો ઘા ડાબા બળદ ઉપર પડચો તે તેનાથી સહન થઈ શક્યું નહીં. અને તેથી પોતાના મિત્રના અપમાનનો બદલો લેવા જાણે ત્યાંથી નાઠો. દુર્ભાગ્યે રાસ ભૂતનાથના હાથમાં હોવાને અંગે ભૂતનાથને લઈને જ ભાગવાનો નિશ્ચય કર્યો હોય તેમ જમણો બળદ ભૂતનાથ સહિત ભાગવા લાગ્યો. ભૂતનાથને જમણા બળદની ભલમનસાઈમાં અખંડ શ્રદ્ધા હોવાથી આમ તેને લઈને જ, જમણો બળદ ભાગવાની ઈચ્છા વ્યક્ત

કરશે એવી તેને ખબર નહીં–તેથી પૃથ્વીમાતાને પ્રણામ કરતા, આલિંગન કરતા, ખાડા, ટેકરા અને પથરા સાથે હાથ–શરીર મિલાવતા ભૂતનાથ-મહાશય બળદ સાથે ઘસડાવા લાગ્યા.

"હાં. હાં. પકડો, પકડો." મજૂરો બોલ્યા.

"અરે, અરે" હરજી બોલ્યો અને મનમાં હસવા લાગ્યો. સારું થયું. મારતો હતો બળદોને બેટો."

ભૂતનાથને ભાન આવતાં રાસ હાથમાંથી છોડી દીધી અને પૃથ્વીમાતાની ગોદમાં જ થોડી વાર પડ્યા રહેવાનું મન થતાં, જેમના તેમ ભૂતનાથમહાશય પડ્યા રહ્યા.

પેલી ચૌદ વર્ષની છોકરી, મોઢા આગળ સાડી રાખી–ક્યારની આ બધું જોતી હસી રહી હતી.

બેચાર મજૂરો દોડ્યા અને બળદને પકડી લાવ્યા.

થોડી વાર પછી ભૂતનાથ ઊભો થયો. થોડી દૂર ઊભેલી છોકરીને જોઈ બોલ્યો:

"શું ઊભી છે? જા, કામ કર તારું."

થોડી વાર પછી બન્ને બળદોએ સંપ કર્યો. અને જાણે બદલો લેવાઈ ગયો હોય તેમ ડાહ્યાડમરા થઈને તેઓ ઊભા રહ્યા. ભૂતનાથ વિચિત્ર મોઢું કરી, કંઈ પણ બોલ્યા વગર બળદોને જોડવા લાગ્યો.

ટાંગો તૈયાર થઈ ગયો ત્યારે બોલ્યો: "તૈયાર છે ટાંગો."

રાધુએ બધો સામાન ટાંગામાં મુકાવ્યો અને પછી પોતે પણ તેમાં ચડીને બેઠી.

ખડબચડા રસ્તા ઉપર ગાડી ઊંચીનીચી ચાલતી હતી. અંદર બેઠેલી વ્યક્તિને ઈજા ન પહોંચે તેમ બહુ જ સમજ અને ભાન સહિત બળદો તે પહાડી રસ્તા ઉપર દોડતા હતા.

હરજી પણ ટાંગામાં રાધુ પાસે જ બેઠો હતો. આ જ વખતે દૂર ક્ષિતિજમાં એક કાળું વાદળું દેખાયું.

"રાધુ." હરજી બોલ્યો.

"જોયું પેલું વાદળું ?"

"હા."

"ત્યાં દેખાતું વાદળું, જો ધીમું ધીમું ઉપર આવી જાય તો તો મૂશળધાર પાણી પડે."

"સારું તો. આ ગરમીથી કંટાળી જવાય છે."

"હવે થોડા જ દિવસોમાં ચોમાસું બેસશે. પછી પાણી જ પાણી." હરજી બોલ્યો.

સૂર્ય આ અકસ્માત્ ચડી આવેલા વાદળાથી ઢંકાઈ ગયો હતો. અને તેથી પ્રકૃતિએ નવું જ રૂપ ધારણ કર્યું હોય એમ લાગતું હતું.

મોટાં ઝાડો, ગીચ ઝાડીઓ, વહેતાં ઝરણાં–વટાવી ટાંગો ખંડેરો પાસે આવી લાગ્યો. ત્યાં એક જૂનો ભાંગેલો કિલ્લો હોય એવું લાગતું હતું. મોટાંમોટાં જાંબુ, આમલી અને આંબાનાં ઝાડો આવેલાં હતાં. એક મોટું ખખડધજ બારણું દેખાતું હતું.

ટાંગો એક જાંબુના ઝાડ નીચે છોડવામાં આવ્યો. ભૂતનાથે બળદોને ઘાસ નીર્યું અને પછી બારણાં ખોલી એ ખંડેરમાં પ્રવેશ્યો.

એ ખંડેરો જૂના જમાનાના મહેલો હતા.

અંદર જતાં જ, એક મોટો ચોક દેખાયો. ચોકની વચમાં જ એક સુંદર જાંબુનું મોટું ઝાડ હતું. ડાબી બાજુ ઉપર, વૃક્ષની ઘેરી છાયા નીચે એક નાનું સરોવર હતું. તેમાં અસંખ્ય લાલ કમળો ખીલ્યાં હતાં. અને તેના નીલા પાણીમાં અનેક લતાઓ ખીલેલી હતી. વૃક્ષ ઉપરથી પણ જુદી જુદી જાતની અનેક લતાઓ સાપની જેમ નીચે લટકતી હતી અને સરોવરના જળમાં પડતી હતી. રાધુ આ દૃશ્ય જોઈ ગાંડી થઈ ગઈ. આવી શીતળ જગ્યા તેણે જોઈ ન હતી. આંગણાની જમણી બાજુએ પરશાળ હતી અને આગળ મોટા મોટા ઓરડાઓ હતા.

આ જાંબુનું મોટું ઝાડ, ચોકમાં પડતી તેની ઘેરી શીતળ છાયા, પડખે જ મોટાં સોટાં લાલ કમળો અને લીલી લતાઓથી ભરપૂર સરોવર–ઓહ! કેટલી સુંદર જગ્યા છે? અનેક જાતનાં પક્ષીઓ સરોવરના જળમાં આવી ક્રીડા કરતાં હતાં. વૃક્ષ ઉપર જાણે પંખીઓનો મેળો જામ્યો હતો. તેમનો કલરવ કેટલો મધુર લાગતો હતો? આ જ સ્થળે વર્ષો પહેલાં કોઇ રાજકુમારી રહેતી હશે. આ જાંબુના ઝાડ નીચે કેટલા ય મોર, પોપટ અને મેના, રાજકુમારીના હાથમાંથી ચણા ગ્રહણ કરવાં આવ્યાં હશે. હંસ અને બગલાંએ આ સરોવરનાં પાણી પીધાં હશે.

રાધુ સરોવરની પાળ પાસે બેસી ગઇ અને પોતાના વાંકા વળી ગયેલા પગોને પાણીમાં નાખી જળની શીતળતાનું માપ કાઢવા લાગી.

હરજી બહારથી જ ચાલ્યો ગયો હતો. તેને અનેક કામો કરવાનાં હતાં. થોડી વાર પછી ભૂતનાથ અંદર આવી પૂછવા લાગ્યો.

" રસોઇ ક્યાં કરવાની છે? "

" અહીં જ તો, આ ઝાડ નીચે. "

" આ ઝાડ નીચે? ભલે. " ભૂતનાથ બોલ્યો.

તેનો ક્રોધ ધીમે ધીમે ઊતરવા લાગ્યો હતો.

બધો સામાન મૂકી, તે સરોવરની પાળ ઉપર બેઠો અને ગજવામાંથી ચલમ કાઢી તેને તૈયાર કરવા લાગ્યો.

રાધુએ ચૂલો સળગાવ્યો અને દાળનું આંધણ ચઢાવી દીધું.

પાણી ઊકળવા લાગ્યું. તપેલી ઉપરનું ઢાંકણું નાચવા લાગ્યું અને મધુર સંગીત પેદા કરવા લાગ્યું. રાધુને આ બધું ખૂબ ગમ્યું.

તેણે જોયું કે ત્યાં બેઠો ભૂતનાથ ચલમમાંથી ધૂમાડા કાઢે છે, ઉપર પક્ષીઓ કલરવ કરે છે, સામે સરોવરનાં કમળો મરકમરક હસી રહ્યાં છે.

વાત ઉપરથી વાત નીકળી. ભૂતનાથ ડોળા ફાડી બોલ્યોઃ

" રાધુબે'ન—આ તે જૂના મહેલ."

" હા."

" એને આમાં રહેતી રાજાની માનેતી રાણી."

" હા."

એને આ જંગલમાં શિકાર કરવા જતાં, રાજાએ એક સુંદર ભીલકન્યા દીઠી." સવર્જ્ઞની જેમ આંખ મિચકાવી ભૂતનાથ બોલ્યો.

" હા...અ." રાધુએ કણક બાંધતાં કહ્યું.

રાધુની કુતૂહલવૃત્તિ જોઈ ભૂતનાથ જરા ટટાર થયો અને વધારે પાસે આવીને બોલવા લાગ્યો.

" પછી તો રાધુબે'ન! રાજાએ ભીલકન્યા પરણી."

" હા...અ."

" રાણી રિસાણી અને તેણે તો ઉપવાસ આદર્યા."

" હા. પછી?"

" પછી શું? એને કે' છે કે એક રાતે રાણી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી અને પછી રાજાને કે' 'રાજા! શાપ આપું છું કે આ રાજમહેલ ખંડેર થઈ જશે' અને એમ બોલી પછાડ ખાઇને જમીન ઉપર પડી ગઈ અને તેનું પ્રાણપંખેરુ ઊડી ગયું."

" અર...ર...બિચારી." રાધુ નિશ્વાસ નાખી બોલી ઊઠી.

" અને પછી છે...ને" ભૂતનાથે વધારે પાસે આવી ચલમમાંથી ધૂમાડાના ગોટેગોટ કાઢી કહ્યું: " તે આ જાંબુના ઝાડ ઉપર એક સુંદર વેલ થઈ ગઈ."

" વેલ થઈ ગઈ?"

" હા."

" પછી?"

" પછી શું? રાધુબે'ન રાજાને ઘણું દુઃખ થયું. સતીના શાપથી મહેલના ખંડેર થયા. રાજાએ ભેખ લીધો અને રોજ વેલનાં ફૂલ

ઊતરે તેને લઈ, ગાંડાની જેમ જંગલોમાં ભટકયા કરે. ”

“ તેના રાજ્યનું શું થયું ? ”

“ રાજ્ય પોતાના છોકરાને આપી દીધું. ”

“ પછી ? ”

“ પછી રાજા પણ મરી ગયો. ”

“ હા... ”

“ એને કે' છે તે પણ આ જાંબુના ઝાડ ઉપર રહે છે. ”

ડરથી રાધુ કંપી ઊઠી.

“ ડરવાનું એમાં કશું નથી. તેઓ બન્ને આ જ ઝાડ ઉપર રહે છે ને રાતને વખતે બન્ને વાતો કરે છે. ”

“ કોઈએ એમને વાત કરતાં સાંભળ્યા છે ? ”

“ કેમ ન સાંભળ્યા હોય. જરૂર સાંભળ્યા છે. આજે રાતના અહીં રહો તો તમે પણ સાંભળી શકો. ”

હવાના ઝોકાથી આખું ઝાડ હલવા લાગ્યું. તેના ઉપરની મોટી વેલ પણ હલવા લાગી. રાધુ અનિમિષ દૃષ્ટિએ વેલ અને સરોવરમાં ખરતાં તેનાં ફૂલ જોવા લાગી.

“ દિવસના ભાગમાં ન સંભળાય ? ”

“ ના રાતના જ તેઓ વાત કરે ? દિવસના ભાગમાં નહીં. ”

“ એમ ? ”

“ હા. ”

“ થોડી વારમાં તો આકાશમાં સૂર્ય ઢંકાઈ ગયો અને કાળાં વાદળાં આસમાનમાં ઘેરાવા લાગ્યાં અને મેઘગર્જના થવા લાગી.

“ પાણી પડશે. ” રાધુ બોલી.

“ હોવે. લાગે છે તો એમ. ”

“ અહીં રસોઈ કરવી નકામી છે તો. ”

“ હા. એ તો... ”

"જમણી બાજુના આ ઓરડામાં રસોઈ કરું ?"

"કરો."

"તું સામાન લઇ આવી દે, ભાઈ." રાધુએ કહ્યું.

"હોવે. જરૂર."

અને પછી ભૂતનાથ રાધુને મદદ કરવા લાગ્યો.

થોડી જ વારમાં પાણીનાં ફોરાં પડવા લાગ્યાં.

રાધુ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઇ અને ભૂતનાથ રસોડાની પડખેની પડશાળમાં ઝોકાં ખાવા લાગ્યો. થોડી રોટલી કરી બાકીની પછી કરવાનો નિશ્ચય કરી રાધુ જાંબુના ઝાડ નીચે આવી.

અસંખ્ય વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા. તેણે એક સુંદર સ્ત્રી કલ્પી. રૂપરૂપનો અંબાર. તે આ જ રાજમહેલમાં ફરતી હશે. રાજા તેની સાથે, આ જ સરોવરને કાંઠે આ જ વૃક્ષ નીચે પ્રણય કરતો હશે. આ જ સ્થળે, પોતાના પગ ડુબાવી બન્ને જણ લહેરથી પ્રેમક્રીડા કરતાં હશે.

આ જ સરોવરમાં તેઓ નહાતાં હશે. અને નહાતાં નહાતાં અનેક જલક્રીડાઓ કરતાં હશે. ત્યાં રાજાએ આ જ જંગલોમાં ફરતાં ફરતાં ભીલકન્યા જોઈ હશે અને આ જ મહેલોમાં લાવી તેની સાથે પ્રેમ કર્યો હશે.

અને પછી રાણીનું ઉદાસ મુખ તેને દેખાવા લાગ્યું. તેના હૃદયની વેદના સાકાર થઈ તેને ચારેકોર, આ ખંડેરોમાં દેખાવા લાગી. અને છેવટે તે આ ઉપર દેખાય છે તે વેલ બની ગઈ હશે.

પાણી જોરથી પડવા લાગ્યું. વાદળાં આકાશમાં જોરથી ગડગડાટ કરવા લાગ્યાં. રાધુ મોટા દ્વાર સામે આવેલા એક ગોખલામાં જઈ બેઠી અને વર્ષાનું અવરોહણ જોવા લાગી. આ બાજુ ડુંગરો દેખાય છે અને પાણીનાં નાળાં તેમાંથી વહીને નીચે પડે છે.

* * *

આ જ સમયે હરજી એ ઘોડાના ટાંગામાં બેઠો ગામ ભણી જઈ રહ્યો હતો. તેને કલ્પનામાં યે ન હતું કે જે સમયે રાધુ ગોખલામાં બેઠી, જૂના ખંડેર, મહેલો, તેનાં ઝાડ, પાન અને સરોવરને જોતી તેનો જ ખ્યાલ કરતી બેઠી હતી, તે જ સમયે તેને એ ઘોડાના ટાંગામાં બેસી ગામ ભણી જવું પડશે.

"તે શું થયું છે શેઠાણીને?" હાથમાં ચાબૂક લઈ ઘોડાને હાંકતાં ટાંગાવાળાએ હરજીને પૂછ્યું.

"શું થયું છે? શું થયું છે તે મને કે તને ખબર હોત તો આમ દાક્તરબાબુને તેડવા ન જવું પડત."

હરજીએ જવાબ આપ્યો અને પછી તે પોતાના વિચારમાં મશગૂલ થઈ ગયો.

"એ તો સમજ્યો, પણ એકાએક માંદગી કેમ આવી?" હિમ્મત કરી ગાડીવાળાએ ફરીથી પૂછ્યું.

"એકાએક માંદગી કેમ આવી? એ તો માંદગીને પૂછ, ભાઈ!

મને શું પૂછે છે ? બિમારી એમ કહીને નથી આવતી કે–ચેતજો ભાઈ, એ આવી, હું…"

આ જવાબથી આગળ પ્રશ્ન પૂછવાનું મન ગાડીવાળાને થયું નહીં.

હરજી પાછો વિચારે ચડયો. રાધુને મૂકી તંબુએ આવ્યો. ત્યાં તો ખુરશી ઉપર રેલ્વેના મોટા ઈજનેરસા'બ બેઠા હતા; અને ગુટપીટ, ગુટપીટ જાણે શું વાતો કરતા હતા. નીચે જુએ તો ટાંગો ઊભો હતો.

અંદર તંબુમાં ગયો તો સિલ્લુમાઈ ખાટલામાં પડયાં હતાં.

" ઠીક નથીજી. " તેણે પૂછ્યું.

મંદ સ્વરે તેમણે જવાબ દીધેલોઃ " હા બેટા, ઠીક નથી. "

એટલામાં તો શેઠજીએ બૂમ પાડી હતી.

" હરજી. "

" જી. " કરતોક ખોડંગતો તે બહાર આવ્યો.

" હરજી. "

" જી. "

" આ ટાંગામાં જ તું ગામડે જા. અને દાક્તરબાબુને આ ચિઠ્ઠી આપી કહે કે તરત જ આવે."

" જી. "

અને બીજો કંઈ પણ વિચાર કરવાનો કે સવાલ પૂછવાનો વખત ન હતો. તે પોતાની ઘોડીઓને લઈ ટાંગામાં આવીને બેઠો; અને ટાંગો રસ્તા ઉપર દોડવા લાગ્યો.

પાણી જોરથી પડતું હતું. હરજી પછવાડે બેઠો હતો અને પાણીની ઝાપટ તેના ઉપર આવી તેને ભીંજવતી હતી.

" ચાલ ભાઈ, જલદી ચાલ. " તેણે ટાંગાવાળાને કહ્યું.

ટાંગાવાળાએ જવાબ ન આપ્યો.

ઘોડાઓ તોફાને ચડ્યા હતા; આડેઅવળે રસ્તે દોડવાનો પ્રયાસ કરતા હતા. રસ્તામાં કાદવ થઈ ગયો હતો અને તેથી ટાંગો જલદી ચાલી શકે તેમ ન હતો. પૈડાંઓ ઉપર કાદવના થરના થર જામી ગયા હતા અને તે કાદવમાં ખૂંચી જતાં હતાં.

"આ આ...અબે ચલ બે." ગાડીવાળાએ ઘોડાને ચાબૂક વીંઝીને ચલાવવા પ્રયત્ન કર્યો.

પાણી કહે મારું કામ–આસપાસનાં નાનાં નાનાં નાળાં ઊભરાઇને રસ્તા ઉપર વહેવા લાગ્યાં. હરજી મૂંઝાણો. વખતસર પહોંચાશે કે નહીં? તેને ચિંતા થવા લાગી.

"એને—ટાંગાવાળાભાઈ—એને તમારું નામ..."

"શું છે?" ટાંગાવાળાએ ખિજાઇને કહ્યું.

"ના. ના. એ તો આ પાણી જુઓ છો ને. મારી બેટીની વાછંટ."

ટાંગાવાળાએ ઘોડા ચલાવવામાં જ ધ્યાન પરોવ્યું.

"એ તો કહેતો હતો કે–બીડી તો છે. લ્યોને."

બીડી આપતાં હરજી બોલ્યો.

ટાંગાવાળાએ બીડી લઇ લીધી.

"એ તો એક કે બાકસ હોય તો..."

"બાકસ નથી?" ખીજમાં ટાંગાવાળાએ કહ્યું.

"અરે મારા ભાઈ, હોત તો—આમ–ધ્રૂજતો બેઠો રહેત કે?"

પોતાના સાફામાંથી ખીજમાં જ બાકસ આપી ટાંગાવાળાએ ઉચ્ચાર્યું: "અબે મરે રે–તેરી નાની મરે–તેરી" અને ઘોડાને ચાબૂક માર્યો.

બીડી સળગાવી હરજી બોલ્યો.

"મેં'કું આ તમારા ઘોડા છે તો મજેના હાં. લાગે છે અરબી હશે."

"અરબી યે નથી અને દેશી યે નથી. તમતમારે બેઠા રહોની છાનામાના." ટાંગાવાળાએ ક્રોધ પ્રદર્શિત કર્યો.

હરજીએ 'મૌનં સર્વં અર્થં સાધન'-સૂત્રનો આધાર લીધો અને મનમાં રામ-રામ-રામ ઉચ્ચારતો પૃથ્વી ઉપર આવી પડેલા આ પાણીના મહાન સંકટને જોતો રહ્યો. હે રામ! ક્યારે ઘેર પહોંચાશે? જાણે કેટલા વાગ્યા હશે? પેટમાં ભૂખ લાગી છે તે તો ઠીક પણ આ રસ્તામાં જ ઘોડાગાડીને તોડી નાખશે તો તો ન કરે નારાયણને...

ત્યાં તો સામે એક નાની નદી દૃષ્ટિગોચર થઈ. તેનાં પાણી ગાંડાતુર બની દોડતાં હતાં. નદીમાંથી જ રસ્તો આગળ જતો હતો. એ રસ્તો તો હતો નાનો. ગરમીના દિવસોમાં ગાડાં અને ગાડીઓ તેમાંથી જ આગળ જતાં. ટાંગાવાળાને ઘોડાઓને આગળ ચલાવતો જોઇ હરજીથી બોલ્યા વિના રહેવાયું નહીં.

"પણ ભાઈશા'બ...આ પાણીમાં..."

"અરે મરરે..." કહી એક ચાબૂકનો ફટકો લગાવ્યો અને પછી: "પણ તમતમારે છાનામાના બેઠા રોની, નહીં તો ગાડી ઊંધી વળી જશે તો તમે ને હું..."

આ કલ્પનાથી હરજીનાં રૂવાડાં ઊભાં થઈ ગયાં. એક હાથે પોતાની બન્ને ઘોડીઓને પકડી, બીજા હાથથી ટાંગાની બાજુ પકડી રામ—રામ-રામનો જપ કરતો હરજી—ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો. પ્રભો! તેં ઘણાને તાર્યા છે. અમને પણ તારજે! દીનાનાથ! આ વહેણ સાથે તાણી ન લઈ જતો; મારા બાપ! ઘણી ભૂલો ઘણાં પાપો—" ખચ...

"એ શું?" અને ટાંગો પાણીમાં પડ્યો. પાણી પૈડાંના પોણા ભાગ સુધી આવી લાગ્યું. ઘોડાઓ છબછબ છબછબ કરતા પાણી કાપવા લાગ્યા.

"શાબાશ, મેરે બેટે—શાબાશ, મેરે બાપુ." ટાંગાવાળો બોલતો હતો.

અને આ બાજુ હરજી "શાબાશ મેરે બાપુ..." રામ-રામ

રામ રામ " એ બન્ને શ્લોકોનું રટણ કરતો રહ્યો.

" ઓય મારા બાપ ! પાણી તો પગને અડે છે. " હરજીથી બોલાઈ ગયું.

" શાબાશ મેરે બાપુ...અરે...તમે છાના નહીં મરો. " ટાંગાવાળો બોલ્યો.

આખરે ટાંગો સહીસલામત વોકળાને પાર કરીને રસ્તા ઉપર આવી લાગ્યો. ટાંગાવાળો કૂદ્યો અને ઘોડાઓને શાબાશી આપી પીઠ ઉપર થાબડવા લાગ્યો.

" જીતે રો મેરે બેટે. "

પણ હવે તો પ્રકૃતિનું તોફાન વધવા લાગ્યું. પાણી એટલા જોરથી પડતું હતું કે રસ્તો પણ સૂઝતો ન હતો. ગાડી આખી પાણીથી ભીંજાઈ ગઇ હતી અને અંદર બેઠેલા બન્ને મહાશયો પણ પાણીથી તરબોળ બન્યા હતા. વીજળીઓ સાથે ભયંકર મેઘગર્જના થતી હતી.

મંદ ગતિએ ઘોડા ચાલતા હતા. "કડ...ડ..." વજ્ર તૂટ્યું હોય તેવો અવાજ થયો.

" વીજળી પડી. " હરજી બોલ્યો.

" પડી. " ટૂંકો ને ટચ જવાબ ટાંગાવાળાએ વાળ્યો.

સામે બે રસ્તા ફાટતા હોય તેમ લાગ્યું.

" એય " ટાંગાવાળાએ પૂછ્યું.

" બાપુ. " હરજી બોલ્યો.

" આ બે રસ્તામાંથી કયો રસ્તો લેવાનો ? "

" લે, એ તમને ખબર, ભાઇ ! મને કેમ ખબર પડે ? " હરજી બોલ્યો.

" હું અહીંનો રહેવાશી છું—જે મને કહે છે કે હું જાણું—તું તો આ બાજુનો છે. જરા તસ્દી લઇ ઊતરીને જોને—બેઠો છે ગવંડર..."

" એય મોઢું સંભાળીને બોલજે. " હરજીનો પિત્તો ઊછળ્યો.

"એટલે ?"

"એટલે ?"

"એટલે શું કહેવા માગે છે ?"

"એટલે શું કહેવા માગે છે ? ગવંડર તારો..."

"એય મોઢું તોડી નાખીશ."

"તોડી નાખ લે, આ બેઠો...મારો..."

ત્યાં તો કડ...ડ...કરતીને બીજી વીજળી પડતી હોય એમ લાગ્યું.

"પણ ભાઇશા'બ—પણ લડવાથી..." હરજીથી બોલાઈ ગયું. ટાંગાવાળો પણ જાણે નમ્ર કેમ ન પડયો.

"પણ બાપુ—રસ્તો."

"તો એમ કેની—રસ્તો. રસ્તો હમણાં ખોળી આપું. એમાં મોટી વાત છે શી ? હ—હ—હ" હરજી હસતો હસતો બોલ્યો.

અને હરજી જેવો નીચે ઊતર્યો કે ઘોડાઓ ચમકયા અને દોડવા લાગ્યા. "અરે પણ એય ! ઘોડા રોક, એ ભલા માણસ." હરજી બૂમ પાડવા લાગ્યો. તેની ઘોડીઓ પણ ટાંગામાં રહી ગઈ હતી એટલે તેનાથી તો એક ડગલું પણ ચાલવું અશકય હતું.

ઘોડાવાળાએ માંડમાંડ ઘોડા રોકયા છતાં ટાંગો દેખાતો ન હતો.

"એય..." ટાંગાવાળાએ બૂમ પાડી.

"બાપુ !"

"એને બાપુ ! ધીમે ધીમે હીંડયા આવો. ઘોડા રોકાઇ ગયા છે."

"એ આવ્યો."

માંડમાંડ હરજી, ઊઠતો, બેસતો, પડતો, ટાંગા પાસે આવ્યો ત્યારે તેનું સ્વરૂપ ખરેખર જોવા જેવું હતું. આખા શરીર ઉપર કાદવ દેખા દેતો હતો.

ટાંગાવાળો મનુષ્યનું આવું સ્વરૂપ જોઈ હસ્યા વિના રહી શક્યો નહીં.

આ જોઇ હરજી ખિજાઇ ગયો.

" હસે છે શું ? શરમાતો નથી. તારા ઘોડને..."

" શરમાઉં છું એટલે જ હસવું આવે છે. હરિ–હરિ ! મારી હહરીના આ ઘોડાઓ છે જ એવા. હ્યો બેસો. રસ્તો ગોત્યો ?"

" રસ્તો બરાબર છે. હાંકે રાખો."

સંધ્યા થતાં. માંડમાંડ, અનેક દુઃખો સહન કરી તેઓ ગામડે આવી પહોંચ્યા. ગામડું આવતાં આવતાં તો વરસાદ પણ રહી ગયો હતો.

" હાશ, મારા બાપ." તે બબડ્યો.

" મે'ર રાખી તેં." ટાંગાવાળો હરજીના શબ્દોનું અનુકરણ કરતો બોલ્યો.

" દાક્તરબાબુને ત્યાં લઇ ચાલ, ભાઈ."

" ભલે."

દવાખાને આવ્યા ત્યારે તો ગામના બેઠેલા મોર ઝાડોમાં શોરબકોર કરી રહ્યા હતા. ગામનાં ઘરોગાંના રસોડામાંથી ધૂમાડા નીકળતા હતા. હાશ. માડમાંડ ગામડુ આવ્યું–હરજી બબડ્યો...તેનું મન આનંદથી ભરાઈ ગયું. ગમે તેવું તો પણ આપણું ઘર તે આપણું ઘર. ગામડું તે ગામડું. હાશ...તે બોલ્યો. ઘરોના ખૂણામાં બેઠેલી સ્ત્રીઓ રાંધતી હશે. બાળકો ખાટલા ઉપર બેઠાં રમતાં હશે. અને પુરુષો હુક્કો ગગડાવતા ચૂલામાંથી નીકળતી જ્વાળાઓ જોતા હશે...અને ભોજનની તૈયારી કરતા હશે...હાશ.

" બાબુજી." હરજીએ દવાખાનાના ચોગાનમાં જઇ બૂમ પાડી.

" કોણ ?"

" બાપુ, હું હરજી."

" હરજી. અંદર આવ."

હરજી દાક્તરબાબુના મકાનમાં ચાલ્યો ગયો. પાકું પથ્થરનું તે મકાન હતું. દાક્તરબાબુ એક આરામખુરશી ઉપર બેઠા હતા.

"આવી ગયો ? હરજી, કેમ છે બધાં ?"

"બાબુસા'બે આ ચિઠ્ઠી મોકલી છે."

ચિઠ્ઠી આપી તે બોલ્યો.

"સા'બ, જાઉં." થોડી વાર પછી તે બોલ્યો.

"જા." હું હમણાં જ ઘોડા ઉપર નીકળી પડું છું."

અને પછી હરજી ઘોડી ઉપર ચડી, ગામની નાની ગલીઓને વટાવી, પાણી ને કાદવ ખૂંદતો ખૂંદતો ઘેર પહોંચ્યો; ત્યારે તેના મનમાં અપૂર્વ આનંદની લહેર દોડતી હતી.

ઘર ખોલી, હાથપગ ધોઈ, કપડાં બદલી પોતાની દુકાનમાં જ પોતાની ગંદી જૂની ગોદડી પાથરી તે પડયો.

રસ્તામાં જ, દુકાનેથી લાવેલા ચણા ને ગોળ ફાકવામાં પણ તેને અત્યંત આનંદ આવવા લાગ્યો.

"હાશ ! રામજી, તેં જ બચાવ્યા આજે તો મારા બાપ !"

પાણી ફરીથી વરસવા લાગ્યું હતું. ઘરનો લીમડો જોર જોરથી ડોલતો હતો. પોતાની ગોદડીમાં લપાઈ હરજી પોતાની વિકટ યાત્રાનો વિચાર કરતો હતો—અને વિચાર કરતો હતો પેલી સોળ વર્ષની સુંદર છોકરી રાધુનો—ઓહ ! પેલા ખંડેરોમાં રાંધીને તે વાટ જોતી બેઠી હશે. હમણાં શેઠ આવશે. હમણાં શેઠાણી આવશે. હમણાં હરજી આવશે...અને તે નિરાશ થઈને પાછી ઘેર આવી હશે...

ઘર છોડી કયાં નથી જવું બાબુ! તે બબડયો...અને પછી વિચારવા લાગ્યો. આ જ ઘરમાં તે પણ આવશે...અને સાથે રહેશે...

બંનેની પ્રણયગોષ્ઠી થશે...અને કદાચ આ જ ઓરડામાં રાત્રિને વખતે તે સૂશે...

એકાએક જોરથી મેઘગર્જના થવા લાગી...

તેણે ગોદડી પગથી માથા સુધી ઓઢી લીધી. આવી ભયંકર રાત્રિમાં તે ડરશે અને પછી ?.........મારી પાસે આવીને.........!

પાણી પડતું હતું...અને હરજી નિરાંતે ઊંઘતો હતો.



[ ૮ ]

બહાર ધોધમાર વરસાદ પડતો હતો. પોતાની ફાટેલી ગોદડીમાં લપેટાઇ પડેલો હરજી વિચારતો હતો—રસ્તામાં કેટલી મુશ્કેલીઓ સહન કરવી પડી હતી? મારો બેટો ટાંગાવાળો પણ ગજબનો નીકળ્યો. જાણીજોઈને જ તે ટાંગો હાંકી ગયો હશે કે જેથી મારે ઊલગુલાંટિયાં ખાઈને જ ટાંગા સુધી આવવું પડે. હરામખોર નહીં તો...અને તેને વરસાદનાં, નદી પાર કર્યાનાં અને વીજળી પડવાનાં તમામ દશ્યો આંખ સામે આવવા લાગ્યાં.

આ જ વખતે દાક્તર સાહેબના મકાનની પાછળ ગાય બાંધવાના વાડા પાસે એક પતરાની આડ નીચે ગંગૂ ટાઢથી થરથરતો ગણગણી રહ્યો હતોઃ "હરિ કે ગુન ગાઉં." રાતના દસ વાગ્યા હશે. રાંધણિયાની બારીમાં બેઠાં ભાઈબે'ન વાતો કરતાં હતાં.

"બાપુ તો ગયા. કેવો વરસાદ પડે છે? રસ્તામાં ભિંજાઈ ગયા હશે નહીં?" શાંતિ બોલી.

"હાસ્તો, મૂશળધાર વરસાદ પડે છે તો." નવીન બોલ્યો.

"જો તો, વીજળી કેવી ચમકે છે, અને પેલું પીપળાનું ઝાડ આમથી તેમ ડોલે છે."

"અને જો તો–જો તો. આ નાળું એ ને ખેતરમાં ચાલ્યું જાય." વીજળીના પ્રકાશમાં નાળાંને જોતો નવીન બોલ્યો.

ત્યાં તો ગંગૂનો અવાજ–ગણગણાટ તેમના કાને પડયો.

"ગંગૂ ગાતો લાગે છે." નવીન બોલ્યો.

( પાછો વીજળીનો પ્રકાશ. )

"પતરાં નીચે બિચારો ટાઢથી ધ્રૂજતો લાગે છે." શાંતિ બોલી.

"બે'ન ! એને કંઈ પણ ઓઢવા આપવું જોઇએ."

"ખરું"

"શું આપીશું ?"

"મારી ફાટેલી શાલ આપું ?"

"હા, પણ બાને પૂછયા વગર કેમ અપાય ?"

ત્યાં તો નોકરે બૂમ પાડી.

"સૂઇ જાઓ ! બાઇસા'બ કહે છે કે મોડું થાય છે."

"એને આવ્યા." શાંતિએ કહ્યું.

"ચાલો તો બે'ન ! માને પૂછીને શાલ આપવા જઇએ."

"પણ આવા વરસાદમાં આપવા જવા દેશે ?"

"પૂછીએં તો ખરા."

"ચાલો."

બન્ને બાળકો ઓરડામાં આવ્યાં. મોટો ઓરડો હતો. જમીન ઉપર મોટા પથરાઓ જડેલા હતા.

"સૂઈ જાઓ. મોડું થાય છે." માતાએ કહ્યું.

"મા ! હજી તો દસ જ વાગ્યા છે."

"એટલે ?"

"એટલે કંઈ નહીં, મા. એ તો વરસાદ જુઓ ને? બાપુ ભિંજાઈ ગયા હશે નહીં?"

"હા. એ તો એમની નોકરી જ એવી. ટાઢ હોય, તડકો હોય, વરસાદ હોય, પાણી હોય, તો યે એમને તો જવું જ પડે ને."

"હેં મા! તે ટાઢ નહીં વાતી હોય?"

"ટાઢ તો વાય, પણ શું થાય?" અને પત્નીને ઘોડા ઉપર ચડેલા પતિની મૂર્તિ આંખો સામે તરવરવા લાગી.

"મા–ગંગૂ" એકાએક નવીન બોલી ઊઠયો.

"મા, ગંગૂ ગાય છે." શાંતિ બોલી ઊઠી.

"આવે ટાણે?" માએ પૂછયું.

"હા, મા, ટાઢથી થરથરતો, બિચારો પાણીની વાછંટથી ભિંજાઈ રહ્યો છે."

"બિચારા ગરીબ લોકો શું કરે? ન મળે ખાવાનું, ન પીવાનું, ન તેમને રહેવાનું ઠેકાણું."

"મા" નવીન બોલ્યોઃ અને પછી જરા વાર ચૂપ રહી એકાએક બોલ્યો: "ગરીબ લોકો શા માટે ગરીબ હશે?"

આનો જવાબ શો આપવો તે માતાને સૂઝયું નહીં.

"નશીબ." માતાએ કહ્યું.

"બધા લોકો તેમને મદદ કેમ નથી કરતા?"

"બધાનાં મન સરખાં ન હોય ને."

"મા. બિચારો ગંગૂ આમ ને આમ રહે તો મરી જાય નહીં?"

"ઈશ્વર બધાની રક્ષા કરે છે."

"મા, મારી સાલ તો સાવ ફાટી ગઈ છે."

"તે?"

"નવી સાલ લઈ દોને–એવી શાલ હું નહીં ઓઢું."

"ભલે."

( થોડી વાર મૌન પછી બન્ને બાળકોની
દીવાના પ્રકાશમાં અર્થસૂચક દૃષ્ટિ. )

"મા!" શાંતિ બોલીઃ "આ શાલ પેલા ગંગૂને આપીએ તો?"

માતા મૌન રહી!

"મા! આપી આવું?"

"આવા વરસાદમાં, રાતને વખતે માંદા પડવા જવું છે?"

"એ તો મોકલાવી દઈએ."

"ગજ્જુ!"

"જી" નોકરે બૂમ પાડી.

"કામ થઈ ગયું?"

"જી, બાઈસા'બ."

"તો આ ફાટેલી શાલ છે ને તે પેલા ગંગૂને આપીને ઘેર જજે." માતાએ હુકમ કર્યો.

"જી, બાઈસા'બ."

"જા."

નોકરે શાલ ઉપાડી અને ચાલવા લાગ્યો. બન્ને બાળકો તેને જોઈ રહ્યા. ઇચ્છા તો હતી કે પોતે જ શાલ લઈને જાય અને નાળામાં પગ દેતાં દેતાં છબછબિયાં કરતાં ગંગૂ પાસે જાય; પણ માતાની રજા લેવાની હિંમત ચાલી નહીં.

બન્ને જણુ ગોદડામાં લપેટાઇ ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યાં, અને વર્ષાદનો અવાજ સાંભળતાં રહ્યાં.

આ બાજુ શાલ લઈ ફાટેલી છત્રીને ઉપાડી નોકર બહાર આવ્યો. થોડે જ દૂર તેની ઝૂંપડી હતી, પણ બહાર આવતાં આવતાં તો પાણીનું જોર એટલું બધું વધી પડ્યું કે કાણી છત્રીમાંથી પાણીની ધારા તેની ઉપર પડવા લાગી.

આ આવ્યો દાક્તરબાબુનો તબેલો. અંદર બે બળદો અને બે ગાયો બાંધેલાં હતાં. તેની પડખે જ ઉકરડા ઉપર પડેલાં પતરાં એકઠાં કરીને હમણાં હમણાં બનાવેલી ઝૂંપડી હતી. પાંચ ફૂટ લાંબી, ત્રણ ફૂટ પહોળી અને ચાર ફૂટ ઊંચી આ ગંગૂની ઝૂંપડી હતી. ચારે બાજુ પતરાં જડેલાં હતાં. કોઇ કોઈ સ્થળે જ્યાં પતરાં કાણાં હતાં ત્યાં ઘાસ ભરેલું હતું. જમીન ગારાથી લીંપેલી હતી, પણ અંદર એક હડમંચી હતી. અને એ હડમંચી કાથાથી ભરેલી હતી. ગંગૂનો એ ખાટલો હતો, અત્યંત ઠીંગણું કદ એટલે ઝોળી જેવી આ હડમંચી ઉપર જ બારે માસ ગંગૂ સૂતો. પતરાં ઉપર વર્ષાનું અનેરું સંગીન ચાલુ હતું અને તાલ દેતી એ વર્ષાની ધારાઓ સાથે ગંગૂનું ગૂંગુ સંગીત પણ ચાલુ હતું.

"શું કરે છે રે ગંગૂ?" ગજ્જુએ બૂમ પાડી.

"એને ગજ્જુ બાપા! આવો આવો. ચલમ ફૂંકતા જાઓ."

"એને આવ્યો. મારો બેટો વરસાદ તો જુઓ વરસાદ. નદીમાં પૂર આવવાનું."

"હોવે." ગંગૂ બોલ્યો.

"લે, અલ્યા, આ શાલ."

"શાલ!" આશ્ચર્યમાં આવી ગંગૂએ પૂછ્યું.

"હા, હા. શાલ. કેવી મઝાની છે. જોઈને મને તો મોઢામાં પાણી આવી ગયું."

"તો રાખોને તમે, બાપુ."

"લે, લે, હવે. મોટા ધરમાતમાનો પુતર થા મા ને."

"કલ્યાણ થાઓ તમારું."

"કલ્યાણ થાય આપનારનું."

"કોણે આલી?"

"હવે તું તારે રાખને? તારે એની શી પંચાત?"

"તો યે ?"

"તોયે ને ઓયે ! આવા પાણીમાં થરથરતો તું બેઠો રહે ને ભગવાન તારી હામે ન જુએ તો પછી થઇ રહ્યું ને."

"લાવો, લાવો. ભગવાનની મે'ર છે. તે જ રાખે છે ને અમ જેવાને." કહી તેણે શાલ લઈ લીધી.

"લે હવે કાઢ તમાકુ."

"લ્યો ને બાપુ." કહી કેડેથી તમાકુની કોથળી કાઢીને આપી. હડમંચીને એક ખૂણે બેસી ચલમમાં તમાકુ ભરી બન્ને જણા તમાકુના ગોટેગોટ ઉડાડવા લાગ્યા.

"ઓણ્ વરહાદ હારો પડહે એમ લાગે છે."

"હોવે."

"પાક હારો થાહે."

"રામજીની મે'ર."

વરસાદનું પાણી હવે ગંગુની ઓરડીમાં આવવા લાગ્યું હતું.

"અલ્યા, આમાં કેમ રે'તો હઇશ તું ?"

"એને કેટલાંય વરસ થઇ ગયાં આમાં ? એ તો રામજી રાખે તેમ રહીએ."

આ બાજુ પવનનું જોર વધવા માંડયું હતું અને વીજળીના કડાકા સાથે ઘોર મેઘગર્જના થતી હતી; ત્યાં તો ગજજુના ઝૂંપડેથી અવાજ આવ્યો.

"કેટલી વાર ?"

"હત્તારીની, મારી બેટીને ખબર પડી ગઈ લાગે છે. ચાલ ભાઈ ચાલ." એમ કહીને તે ઊઠયો. અને ચાલતો થયો.

આ બાજુ પોતાની ઝોળીમાં પડયો પડયો ગંગૂ તમાકુ તાણતો રહ્યો.

"હાશ ! જય હો દાકતરબાણુની ! ટાઢથી મરતો હતો અને

શાલ મોકલાવી દીધી."

પોતાની નાની શી ઝૂંપડીમાં પડ્યો પડ્યો ગંગૂ ફરીથી પોતાના મધુર કંઠે ગાવા લાગ્યો.

"હરિ કે ગુન ગાઉં–હરિ કે ગુન ગાઉં."

"ધબ્બ!" અને "ઓય માડી રે!" એવો અવાજ આવતાં જ ગંગૂ ચમકયો અને પોતાની ઝોળીમાંથી કૂદકો મારી જમીન ઉપર આવ્યો. એકાએક વીજળીના પ્રકાશમાં તેણે જોયું, કે એક માણુસ બેભાન પડ્યો છે.

"કુણ?"

પણ તેણે જવાબ આપ્યો નહીં.

"કુણુ સે?" તેણે ફરીથી પૂછ્યું, પણ તેને જવાબ મળ્યો નહીં.

હશે કોઈ ગરીબ–બિચારો–મારા જેવો ઘરબાર વગરનો. કયાંય રહેવાનું સ્થળ નહીં હોય અને ભિજાતો ભિંજાતો–બિચારો બેભાન થઈ ગયો લાગે છે." તે બહાર આવ્યો.

તેના દરવાજા પાસે પડેલી વ્યકિતને માંડમાંડ પોતાની ઓરડીમાં લઈ તેણે દીવાસળી વડે પતરાંની દીવી સળગાવી. દીવીનો ઉપયોગ તે ભાગ્યે જ કોઈ દિવસ કરતો; છતાં ગજ્જુની વહુએ ફેંકી દીધેલી દીવી તેણે સંઘરી રાખી હતી.

દીવીના મંદ પ્રકાશમાં તેણે જોયું.

"ઓહ! આ તો રાઘુનો બાપ! હત્તારીની!! અહીં કયાંથી આવી ચઢયો?"

"એય ભાઈ! કયાંથી આમ?"

પણ તેણે ઉત્તર આપ્યો નહીં.

પછી ધીરે ધીરે આંખ ખોલી ચારે તરફ દૃષ્ટિપાત કરી બોલ્યો–

"ઓયવોયવોય! મરવાની અણીએ હતો ને તમે બચાવી લીધો, મારા બાપ!"

"પણ અલ્યા, અહીં આવ્યો ક્યાંથી ?"

"મારે નથી ઘર કે નથી બાર."

"ક્યાં ગયું ખેતર ને ખોરડું ?"

"દાદાએ બધું ગીરવી મૂકી દીધેલું—અને પેલા હરિવલ્લભાએ બધું લઈ લીધું."

"તો ક્યાં મરી ગયો હતો હમણાં સુધી. બિચારી છોકરીનો ભવ આખો બગાડી નાખ્યો તેં."

આ સાંભળી તે રડવા લાગ્યો. પછી વારંવાર આંસુ લૂછતો બોલવાનો પ્રયાસ કરતો અને જાણે ડૂમો ભરાવાથી બોલવાનું અશક્ય હોય એવો ઢોંગ કરતો તે બોલ્યો:

"મને ભોળાને ભરમાવ્યો પેલી કલાલની દીકરીએ. હરામખોર કે' 'ચાલ, ભાગી જઈએ.' પછી બાપુ—મને તો કાંઈ ન સૂઝયું—જાણે શું કામણ કુમણ કર્યું કે હું તો તેની પાછળ પાછળ ચાલતો થયો."

"હં ! છે જ ઈ લાગનો ને તું." ગંગૂએ ધમકાવતાં કહ્યું.

"તમારા પગના સમ ! મારા ઉપર કામણ જ કરેલું રાંડે."

"પછી ?"

"પછી તો મને લઈને ગઈ શહેરમાં. જ્યાં સુધી મારી પાસે પૈસા હતા ત્યાં સુધી સારી રીતે રહી ને જેવા પૈસા ખૂટવા લાગ્યા કે તેણે તો પરચો બતાવ્યો અને એક દી રાતના મને પહેરેલે કપડે હાંકી કાઢયો ને બીજાને ઘરમાં ઘાલ્યો. ઓયવોયવોય !" કરીને તે પાછો રડવા લાગ્યો.

"ન કીધું, છેજ ઈ લાગનોને તું."

"બળેલાને કાં ડામ દ્યો છો ! ભાઈ, તમે તો છો ધરમના અવતાર જેવા. શહેરથી ચાલતો ચાલતો આવ્યો ગામમાં, કીધું—હાલ મનખા—પાછો ઘેર ! ગગી સામુંય ન જોયું—બચારી કેવી દખી હશે ત્યાં તો...ઓય મારા બાપ..." એક પોક મૂકી તે રડતો રહ્યો.

પછી આંસુ લૂછી બોલ્યો.

"અહીં આવીને જોઉં તો બાપા મરી ગયેલા અને મારી ગગીને પેલા હરિવલ્લભાએ તગડી મૂકેલી. મારું ખેતર ને ખોરડું બધું ય પચાવી લીધું. ઓય રે! હે ભગવાન! તારી સામે સાળું આવો અન્યાય! હે ધણી–હે ઠાકર! તું લેખાં લેજે!"

ને પછી ક્ષણેક તે આંસુ લૂછવા અને ડૂસકાં ખાવાના કાર્યમાં પ્રવૃત્ત રહ્યો.

" ક્યારે આવ્યો ગામમાં?"

"આ અબ ઘડીક જ! વરસાદમાં પલળી ગયેલો, થાકેલોપાકેલો, ભૂખ્યો ને તરસ્યો જેવો ખેતરનાં ખોરડામાં જાઉં ત્યાં તો મુસલમાન પે'રેગીરે ડોક પકડીને ગાળું દેવા માંડી. 'સાલા ચોર! ચોરી કરનેકુ આયા હૈ!' મેં કીધુંઃ 'બાપલા! આ તો મારું ઘર છે. મારું ખોરડું છે.' તો કે, 'અબે! સાલે અમકું સમજાતા હૈ, હમે તેરે બાપકું બી પેચાનતા હૈ–હરામ જાદે! ચોરી કરનેકું ઘુસા થા'–હું તો...કરગર્યો, પગે પડ્યો; તો યે એણે તો ગડદાપાટુ મારીમારીને મને અરધો કરી મૂક્યો–જુઓ–જુઓ;" એમ કહી તે પોતાની પીઠ બતાવવા લાગ્યો.

" પછી?"

"પછી શું? મેં કીધું–અહીં રે'વામાં માલ નથી. એ બેટો ક્યાંક આમ ને આમ મારી નાખશે; એટલે હાથપગ જોડી માંડમાંડ તેના પંજામાંથી છૂટ્યો; અને એટલો થાકી ગયેલો ને એટલી ભૂખ લાગેલી કે પૂછો મા વાત! પણ શું કરું? દિવસ આખો ચાલતાં ચાલતાં પગ સૂજી ગયા ને વરસાદથી ભિંજાઈ ગયેલો ઠંડીથી થરથર ધ્રૂજવા લાગ્યો. પડતોઆખડતો ચાલવા લાગ્યો. થયું હવે ગંગૂભાને બારણે જાઉં. જુઓ જુઓ કેટલી ટાઢ વાય છે અને પછી 'વોય–વોય મા રે!'" કહી તે આખા શરીરને હલાવતો આમથી તેમ ડોલવા લાગ્યો, અને આખા શરીરની ધ્રુજારીનું પ્રદર્શન કરવા લાગ્યો.

"હે રામ! જો એક છાંટો નહીં મળે તો રામ રમી જવાના છે પરભુ !"

ગંગૂ આ બધું જોતો રહ્યો. શું કરવું, શું બોલવું તેને કંઈ સૂઝયું નહીં.

"છાંટો હોય તો આપો ને ?"

"લે છાંટો ક્યાંથી કાઢું ? અહીં છાંટા પાણીના ભંડાર છે ?"

"હે રામ! હે રામ!" એમ કરીને તેણે પોતાના બન્ને ડોળા ફાડી નાખ્યા અને ચત્તોપાટ થઈને જમીન ઉપર પડી ગયો.

ગગૂ ગભરાણો! હવે ? એક માત્ર ઉપાય–ગામડાનો ઉપાય– તે તો દારુ–એના મોઢામાં પડે તો તરત સારો થાય.

જોરથી બોલ્યો.

"અ...અ...લ્યા..." તેના સ્વરમાં કંપ હતો.

"હું કરે છે આમ! છાંટો તો નથી. ક્યાંથી લાવું ? પૈસો પાસે નથી."

જાણે આ સાંભળી પ્રાણસંચાર થયો હોય તેમ બોલ્યો.

"લ...લ્યો... પ...પૈસો...પૈસો શું કરો છો." મરવા પડ્યો છું, લ્યો, આ મૂકીને પણ લાવો. નહીં તો પ્રાણપંખેરુ–ઊડી..." ને પાછો ડોળા ફાડી અચેત જેવો પડી ગયો.

મહાન ધર્મસંકટમાં ગંગૂ આવી પડ્યો. આ કડું લઈને જાઉં ? રાતના અગિયાર વાગે હરજી દારુ આપશે ? હરજી સાંજના જ પાછો ફર્યો છે તે તેણે જોયું હતું. શું કરું ?

છેવટે એક કાચની તૂટેલી શીશી, જેનું મોઢું જમાના પહેલાં તૂટી ગયેલું હશે, ઉપાડી, પાણીમાં ભિંજાતો તે હરજીના ઘર તરફ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં બબડતો હતો:

"આ બલા ક્યાંથી વળગી ? ન કરે નારાયણ ને આવવા પહેલાં જ ત્યાં મરી ગયો તો પોલીસલોક! ન જાણે શી ધમાલ કરી

મૂકશે; અને તે મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગ્યોઃ "હે પરભુ! મારી નાખતો નહીં તેને."

પણ પ્રભુ તેને ભલેને મારી નાખવા તૈયાર હોય–રાઘુનો બાપ મરવા તૈયાર ન હતો. જેવો ગંગૂ બહાર ગયો અને તેના પગનો છબછબ અવાજ બંધ થયો કે તરત જ તે ટટાર થઇ બેઠો અને દીવીના મંદ પ્રકાશમાં આ આલીશાન મકાનનું નિરીક્ષણ કરવા લાગ્યો.

પેટમાં સખ્ત ભૂખ લાગી છે. કંઇ પેટમાં પડે તો કેવું મઝાનું?

તેણે હડમંચી નીચે દીવી ધરી. એય! આ માટલું છેને? શું છે? એય! સૂકા પૂરીના કટકા! અને? સૂકા ભાત! અને! આ! શાક!

પૂરીના ડૂચા તે મોઢામાં મૂકવા લાગ્યો. પછી જેટલું ખાવાનું હતું તે પોતાના ગજવામાં ભર્યું. બીજી બાજુ આ શું? માટલું? માટલું ઉચક્યું. નીચે શું? જમીનમાં કાણું–અંદર દાટેલું માટલું? ઓત્તારીની! અંદર પૈસા? ઓત્તારીની રૂપિયા?

તેણે જમીનમાં દાટેલા માટલામાંથી રૂપિયા કાઢ્યા ને ગણ્યા. પચ્ચીસ!

ઓહો! જય અન્તરજામી! પચીસ રૂપિયા? એ કોઇ આવે છે?

અને......

આ બાજુ ગંગૂ હરજીને બૂમ પાડીને જગાડવા લાગ્યો.

"હરજી, ઓ હરજી!"

પણ કોઈ જવાબ આપતું નથી. ગંગૂનું મન વધારે ને વધારે વ્યગ્ર બને છે.

"હરજી! ઓ હરજી!

નિરુત્તર

"હે રામ! આવી તે ઊંઘ! જાગતો જ નથી. ત્યાં પેલો ક્યાંક મરી ગયો તો! હે રામ! આવું ત્યાં સુધી જીવતો રાખ બાપ."

હરજી ! "બારણાંની સાંકળ ખખડાવતો તે બરાડવા લાગ્યો.

"શું છે ? કુણ છે ? મારા બેટા—રાતના... "

"એ તો ગંગૂ !"

"શું છે ? રાતના આવે ટાણે ?"

"એને બારણું ખોલો."

માંડમાંડ હરજી ઊઠયો, બારણું ખોલ્યું. એક એક ક્ષણ ગંગૂને એક એક યુગની વીતતી હોય એમ લાગ્યું.

"શું છે ?"

"લ્યો આ ! દારુ આપો."

ઊંઘમાં જ કડું લઇ હરજીએ પૂછ્યું:

"પણ આવે ટાણે ?"

"અરે હા બાપ, મરવા પડયું છે ત્યારે આવ્યો હોઇશને."

"કોણ મરવા પડયું છે ?"

"અરે પણ તમ તમારે આપોને. મોડું થાય છે."

"અરે પણ અકળાઓ છો કેમ આટલા બધા ? અને આ શું ? કડું ? ક્યાંથી ? કોનું ?"

"તમ તમારે આપો ને ?"

"અરે પણ ! આ કડું છે કોનું ?"

"પેલી રાધુડીનો બાપ !"

"હેં ?" ડોળા ફાડી હરજી બોલ્યો.

"અરે હા ભાઈશા'બ ! ઝટ આપો ને-તે મરવા પડ્યો છે."

"ક્યાં છે ?"

ગંગૂને હરજીની આ વધુ પડતી જિજ્ઞાસાવૃત્તિ ભારે અકળાવવા લાગી.

"પણ ભાઈશા'બ !"

"જુઓ ભાઈશા'બ—બાઇશાબ પછી ! તમે જાણો છો તે

કોણ છે ? આ કડાં ચોરીનાં...''

" જહન્નમમાં જાય કડાં ને...તમે... "

" પોલીસને ખબર આપો...પોલી... "

" ક્યાંથી ફસાયો આમાં......ભઇશા'બ–જલદી આપો ની તો આ ચાલ્યો. "

માંડમાંડ હરજીએ દારુ આપ્યો ને બોલ્યો.

" જુઓ કડું તો રાખું છું, પણ જુઓ. " ચાલ્યા જતા–દોડયા જતા ગંગુને હરજી કહેતો હતો: "પણ પોલીસને ખબર..."

અને જેવો હરજી દોડતો દોડતો જતો હતો ત્યાં તો કૂતરાં ભસતાં ભસતાં તેની પાછળ દોડવા લાગ્યાં.

" મર્યો, આ મારી બેટીનાં કૂતરાં .."

એ કૂતરાં સાથે–કે પછી રામજી જાણે કેની સાથે પગ અથડાતાં તે ગબડયો...ગબડીને જમીન ઉપર ધરાશાયી થતાં પહેલાં તો તેના હાથમાંથી દારુનો શીશો કોઇએ ઝૂંટવ્યો હોય તેમ તેને લાગ્યું ને પછી કૂતરાએ પગને બચકું ભર્યું.

"ઓય માડી રે !" કરીને તે ભાગ્યો ને એકી શ્વાસે, મૂઠી વાળી દોડતો દોડતો ઘેર આવીને જુએ છે તો–!

આખી ઓરડી ફેંદાયેલી પડી છે. ઘડમંચી નીચેનાં માટલાં વેરણછેરણ પડયાં છે. તે એકાએક બરાડી ઊઠયો. " ઓય મા ! મારા પૈસા ! ! ને...

એક કલાક સુધી તે ગાંડા જેવો આમથી તેમ આંટા મારતો રહ્યો. છેવટે થાકીપાકી, પતરાની ઓરડીમાં કમરથી વાંકો વળી અંદર આવ્યો અને ઝોળીમાં ફસકી પડી નિસાસો નાખી બોલ્યો.

" હશે ! જેવી તારી મરજી પરભુ ! "

અને એક કલાક પછી તેના મુખમાંથી મંદ સ્વરે ગાયન નીકળવા લાગ્યું.

" હરિ કે ગુન ગાઉં......હરિ...... "

[ ૯ ]

ગંગૂને રાત આખી ઊંઘ આવી નહીં. ચાર વાગતાં વાગતાં તો આકાશ સ્વચ્છ થવા લાગ્યું હતું. પોતાનો તંબૂરો લઇ ગંગૂ ગામની પ્રદક્ષિણા કરવા ચાલતો થયો. ગલીઓમાં કીચડ થઇ ગયો હતો, પણ તેને તો પોતાના શરીરની આજે જાણે કંઇ દરકાર જ ન હતી. તે તો કાદવને ખૂંદતો 'હરિ કે ગુન ગાઉં' ગાતો ગાતો ગલીઓ વટાવતો વટાવતો ફરામજી શેઠના ઘર પાસે આવી લાગ્યો.

લીમડાના ઝાડ નીચે, એક પથરા ઉપર બેઠો તે તો ગાયન લલકારવા લાગ્યો.

' વૃંદાવન કી કૂંજગલીમેં, '
ધેનું ચરાવે કૃષ્ણ કનૈયો,
તુજ પે વારી જાઉં રે–
હરિ કે ગુન ગાઉં રે–ગાઉં રે !"

હરજીને પણ રાતે ઊંઘ આવી નહતી. ગંગૂનું અકસ્માત આગમન–તેના મુખના ભાવ–તેની ઉતાવળ, હાથમાં ચાંદીનું કડું આપી બોતલ ધરી, બોતલ ભરાવી, અને શરાબ મળતાં જ ઉતાવળે ઉતાવળે

ભાગી જવું એ બધું તેને બહુ જ વિચિત્ર લાગેલું. ઘરની સામે જ લીમડા નીચે બેઠો તે જ ગંગૂ સ્વસ્થતાથી હવે ગાતો હતો. આ બધું શું? શા માટે? હરજી ઊઠયો અને બારણું ખોલી બહાર આવ્યો. આકાશમાં–પૂર્વમાં ઉષા પ્રગટેલી હતી. તે બહાર આવ્યો ને બોલ્યો:

"રામ રામ ગંગૂ ભૈયા."

"રામ રામ–હરજી ભૈયા."

"પેલાનું શું થયું?"

"કલ્યાણ!"

"મરી તો નથી ગયો ને?"

"ના ભાઈ, સહીસલામત પહોંચી ગયો."

"ક્યાં?"

"જ્યાંથી આવ્યો હતો ત્યાં?"

"પણ હતું કોણ?"

"કોણ?"

"હા."

"કેમ તમને ખબર નથી?"

"લે! હું કંઇ સર્વ અન્તરજામી નથી ભાયલા કે કહ્યા વગર જાણી જાઉં કે કોણ હતું."

"એ તો હતો રાધુનો બાપ!"

"હેં!" ડોળા ફાડીને હરજીથી બોલાઇ ગયું.

"કેમ–નવાઇ પામ્યા?"

"એ તો ગામથી ઘણાં વરસ થયાં પેલી સાથે ભાગી ગયો હતો ને? ક્યાંથી ટપકી પડયો? છે ક્યાં એ બેટો? મળે તો લઇ જ નાખું."

"ગયો એ તો."

"હેં? શું બોયલા? ક્યાં ગયો?"

"ગયો બાપા! ગયો. જવા દો એ વાત. સવારના પહોરમાં 'હરિ'નું નામ લોને બાપુ."

"ના, ના. મારા હમ તમને. એ છે ક્યાં?"

"ગયો એ તો, અને લેતો ગયો બધી ય પાપની પૂંજી."

"એટલે?"

"એટલે કે જે કંઈ હતું મારા ઘરમાં તે બધું લઈને પલાયન."

"હેં? ચોરી કરીને ભાગી ગયો?"

"ચોરી કહો કે શાહુકારી. પાપનું ફળ મળી ગયું."

"પાપ?"

"હાસ્તો! ન તો કે'તો કે દારુ ન પીવો? આ ભગવાને ફળ ચખાડયું. માગીભીખીને જે કંઇ પેદા કર્યું હતું તે લઈ ગયો."

"હત્તારીની. માળો જબરો નીકળ્યો. તો તો આ કડું પણ ચોરીનું જ હશે."

"એ તો રામજી જાણે. હશે, જેવાં જેનાં નશીબ."

અને તેમ કહીને ગંગૂ ઊડયો.

"હ્યો. મોડું થાય છે. જાઉં છું."

અને તેમ કહી તંબૂરાના તાર ઝણઝણાવતો તે આગળ નીકળી ગયો.

હતબુદ્ધિ શો હરજી આ સાંભળી ઊભો રહ્યો. એક ક્ષણ તેને કંઈ સૂઝયું નહીં. બિચારા ગંગૂને ઘેર ચોરી કરી તે ભાગી ગયો. હરિ! હરિ! ભારે કરી બાપ!

અને પછી તે પોતાની ઓરડીમાં આવી ગોદડીમાં પડયો.

આ બાજુ હરજીના અસ્ફૂટ પણ ચિરપરિચિત શબ્દો કાને પડ્યા.

જમુનાજીના પાણીમાં તેં
કૂદીને નાગ નાથ્યો તેં

તું છે મોટો વ્હાલુડો રે–

હરિ કે ગુન ગાઉં રે–ગાઉં રે...

કેમે તેને નિંદર આવી નહીં—

ગંગૂ ઘેર પહોંચ્યો ત્યારે સવારના છ વાગવાની તૈયારી હતી. પોતાની પતરાની ઓરડીમાં પહોંચ્યો કે તરત જ ગજ્જુ દાકતરબાબુને ઘેર કામ કરવા જવા ઊપડયો અને ગંગૂને રામરામ કરી બોલ્યો.

"કેમ ગંગૂ ભૈયા ! કેમ છો ?"

અને એમ બોલી નીચો વળી તમાકુ પીવાની ઇચ્છાથી જેવો ઓરડીમાં જાય છે ત્યાં તો ઓરડીનું દૃશ્ય જોઈ ચકિત થઇ ગયો.

"આ શું ? આ માટલાં આમ કેમ ? કોણે તોડયાં ? આ રોટલીના ને પૂરીના કટકા કેમ ? અને આ બધું કોણે ફેંદ્યું ?" કયાં રાતના ઘેર જતી વખતની વ્યવસ્થિતતા અને કયાં આજની આ અવ્યવસ્થા !

માંડમાંડ હરજીને મોઢેથી જ્યારે બધી વાત સાંભળી ત્યારે ગજ્જુથી રહેવાયું નહીં.

"અરે ગંગૂ ! બૂમ કેમ ન પાડી ? અરે દોડતો આવત ને હલરીનાને એવી તો એક લાત લગાવત કે ત્રણ ગડથોલિયાં ખવડાવી દેત ને પોલીસના હાથમાં જ સોંપી દેત. હરે, હરે ! ચાલો, હશે હવે, ચલમ કાઢો–તમાકુ પીએ." અને પછી તમાકુના પાને ગજ્જુની કલ્પનાશકિત એટલી હદે પહોંચી કે તે ત્યાંથી તરત ઊડયો અને દાકતરબાબુને ઘેર જઇને બાસા'બ પાસે આવી બોલ્યો—

"ગજબ થયો બાસા'બ !"

"શું થયું ?"

"ધાડ પડી ધાડ."

"હેં કયાં પડી ?" ગભરાઇને બાસા'બ બોલ્યાં.

"અરે બા–સા'બ ! પૂછો મા વાત. ગજબ થઈ !"

"શું થયું પણ ?"

"અરે બાસા'બ–કાલે રાતના ધાડપાડુઓ આવ્યા અને બંદૂકોના અવાજ કરતા કરતા, આખા ગામને લૂંટીને ચાલ્યા ગયા.

"કોણે કહ્યું પણ ?"

"અરે આપણા ગંગૂને ત્યાંથી સો રૂપિયા ચોરી ગયા."

"હોય નહીં."

"હા ! હા. સા'બ"

"હેં–હેં શું શું ?" કરતાંક બન્ને બાળકો ખાટલામાંથી કૂદકો મારીને દોડતાં આવ્યાં અને નોકર પાસે વીંટળાઈ પૂછવા લાગ્યાં.

"શું ? શું ? હેં–ગંગૂનું શું ?"

"ગંગૂને ત્યાં ધાડ પડી."

"હોય નહીં, ગંગૂ તો ગરીબ ભિખારી. એને ત્યાં વળી ધાડ કેવી !'

"સાચું કહું છું–સો રૂપિયા ચોરી ગયા."

"ખરેખર ?" શાંતિ બોલી.

નવીનનું મોઢું પડી ગયું.

"પણ એ બને જ કેમ ? આપણને તો કંઈ ખબર પણ પડી નહીં."

"અરે બાસા'બ ! બોકાની બાંધી હાથમાં બંદૂક લઈને ધાડપાડુ આવ્યો ને ગંગૂને કે, 'જે હોય તે આપી દે નહીં તો આ બંદૂકથી હમણાંજ ઉડાડી દઉં છું' અને જો ચૂં કે ચાં કરી છે તો..."

"પછી, પછી ?"

"પછી શું ?"

"પછી શું પણ ?"

"પછી તો બિચારા ગંગૂએ પોતાની પાસે ભીખ માગીમાગીને જે રૂપિયા ભેગા કર્યા હતા તે બધા તેની પાસેથી પડાવીને ભાગી ગયા.

"હોય નહિ. ખોટી વાત." નવીન બોલ્યો.

"ન માનો તો જાઓ પૂછી આવો."

બન્ને બાળકો દોડયાં.

"હં, હં, સવારના પહોરમાં...નાહ્યા...ધોયા" પણ બાળકો માતાની વાત સાંભળવા તૈયાર ન હતાં. તે તો દોડતાં ગયા ગગૂની ઓરડી પાસે ને પૂછવા લાગ્યાં.

"હેં ગંગૂ ખરી વાત ?"

"હા. ભૈયાજી."

"ધાડ પડી ?"

"ચોરી થઈ."

"બધું લઈ ગયાં ?"

"હા."

"અર–ર..."

બીજું કંઈ પણ સાંભળવાની તેમની ઈચ્છા ન હતી. તેઓને મન આ વાત એક મહાન ઘટના હતી. તે દોડતાં દોડતાં અંદર આવ્યાં અને માને કહેવા લાગ્યાં.

"મા ! મા ! ખરી વાત. ધાડ પડી બધું લૂંટાઈ ગયું. શાંતિ ! હવે તો તૈયાર રહેવું પડશે."

"અરે રામ ! હવે શું થશે આપણે ત્યાં ?" શાંતિ બોલી.

"ડરે છ શેની ? અરે, કાલથી તો હું પોતે છરો લઇ સૂવાનો. રાતમાં પહેરો દેવાનો અને ચોર આવે તો મારી જ નાખું." આંગણામાં ચોરને મારવાનો અભિનય કરતાં બૂમબરાડા પાડતાં આમથી તેમ દોડતાં નવીને કૂદકો માર્યો અને ગજ્જુના ખભા ઉપર ચઢી બેઠો.

"ઓય માર્યો" ગજ્જુ બોલ્યો.

આજ વખતે મોટી મૂછવાળા, બ્રીચીસમાં સજ્જ થયેલા ડાક્તરસાહેબે ઘરમાં પ્રવેશ કર્યો.

"શું છે આ બધી ધમાલ ?"

નવીન ગજ્જુના ખભેથી એકદમ કૂદકો મારી અને અપરાધીની જેમ ઊભો રહ્યો.

શી છે આ ધમાલ સવારના પહોરમાં અને નોકર સાથે આવી મસ્તી ?" નવીનનો કાન પકડી બાબુસાહેબે કહ્યું.

નવીન શરમાઈ ગયો. તેનું મોઢું પડી ગયું. શાંતિને એક તરફથી હસવું આવતું હતું–બીજી તરફથી દયા.

બન્ને બાળકો ત્યાંથી સરક્યાં–નવીન શાંતિને જોઈ શરમને નસાડવા હસવા લાગ્યો.

"નવીન" દાકતરબાબુએ બૂમ પાડી.

"જી...જી..."

"ઉપરથી હસે છે. અહીં આવ–અહીં આવ."

નવીનના પ્રાણ ઊડી ગયા. થરથર ધ્રૂજતો તે આગળ આવ્યો.

"મોટેરાં વઢે ત્યારે હસવું જોઈએ–નાલાયક ગેટ આઉટ."

આ ઠપકો અસહ્ય હતો. નવીનની આંખમાંથી પાણી પડવા લાગ્યાં. તે નાઠો અને પલંગમાં જઈ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો.

શાંતિ તેની પાસે જઈ કહેવા લાગી.

"હશે, રડમા ભાઈ !"

"ચાલી જા અહીંથી તું. કહું છું ને ચાલતી થા; નહીં તો..."

"કોણ બૂમ પાડે છે..."

ઓય માડીરે ! શાંતિ ત્યાંથી નાઠી અને રસોડામાં જઈ બારીમાંથી ગંગૂની ઓરડી તરફ જોતી રહી.

આ બાજુ દાકતરસાહેબ ખુરશી ઉપર બિરાજ્યા અને ગજ્જુ દાકતર સાહેબની બ્રીઝીસ કાઢવા લાગ્યો.

"કેમ વહેલા ?" પત્નીએ પૂછ્યું.

"મીસકેરેજ–મીસકેરેજ ! બિચારા ફરામજીના નશીબમાં

છોકરાં નથી...માંડમાંડ સિલ્લામાઈને બાળક રહ્યું ને હજી પાંચછ મહિના પણ નહીં થયા હોય ત્યાં તો મીસકેરેજ..."

"અરેરે ! બિચારાં ભાભી !" દાક્તર–પત્નીથી બોલાઈ ગયું.

"ત્યાં જ છે ?"

હા. બેત્રણ રોજ બાદ અહીં લઈ આવશે. મેં કહ્યું કે "ત્યાં રાખવાં યોગ્ય નથી. બે રોજ પછી અહીં જ લઈ આવો."

"તમે પાછા જવાના ?"

"હારતો. દવાખાનાનું પતાવી પાછો ટાંગામાં જઈશ. કાલે સાંજના ટાંગો આવ્યો હતો તેને રોકી રાખ્યો છે. શું થાય ?"

"તબિયત તો સારી છે ને ?"

"હા. પણ આ બધી ધમાલ શી હતી ?"

"એ તો ગજ્જુ કહે છે કાલે ધાડ પડી !"

"હેં ?"

"હા, સા'બ ! ધાડ પડીને સા'બ ! ખોટું નથી બોલતો. સા'બ ! ગંગૂને ત્યાં ચોરી થઈ ને સા'બ ! ન માનો તો ગંગૂને બોલાવું સા'બ !

"બોલાવ ગંગૂને," દાક્તર સા'બનો હુકમ છૂટયો.

"ગંગૂ." નોકરે જઈ ગંગૂને સંબોધી કહ્યું.

"હજૂર"

"દાક્તર સા'બ તને બોલાવે છે."

"કેમ બાપુ, દાકતરસા'બ ચ્યમ બોલાવે છ."

"ચાલની તું તારે, વાતો કરતો."

"પણ ભાઈ સા'બ! વાત શી છે ?"

"ધાડ–ધાડ."

"ધાડ ?"

"ઓહો ! ચાલ તું તારે, હેંડગો આવ મારી પાછળ."

વામનકાય ગંગૂ, લાકડી લઈ ચાલતો થયો, અને દાકતર બાબુના

આંગણામાં આવી જમીન સુધી માથું ટેકી, હાથ જોડી પોતાના ગુંગણા સ્વરમાં બોલ્યો.

"હુકમ."

"શું વાત છે આ બધી? તારે ત્યાં ધાડ પડી?"

"હજૂર, ધાડ ને બાડ કંઇયે નથી પડયું."

"તો શી છે ધમાલ, આ બધી?"

"સરકાર! એ તો કાલે રાતના પેલી માળીની છોકરી છે ને બાપલા–નામ શું એની પેલી લંગડી–અરે ભલા ભાઇ..."

ગજ્જુ સામું જોઇ નામ યાદ કરતાં તે બોલ્યો.

"રાધુ. રાધુ."

"હજૂર. પેલી રાધુ–તેનો બાપ આવ્યો તો સરકાર તે સાંબ–ગરીબને ત્યાંથી જે હતું તે લઈ ગયો."

"શું લઈ ગયો?"

"હજૂર! પંદરવીસ રૂપિયા જે ભીખ માગી માગી ભેગા કર્યા હતા તે."

"વીસ રૂપિયા?"

"હા બાપુ."

"એ બદમાસ એવી હિમ્મત જ કેમ કરી શકયો? ગજ્જુ!"

"સરકાર."

"બોલાવ જમાદારને."

"જમાદાર આવતાં જ દાક્તરબાબુએ હુકમ છોડયો."

"જમાદારજી."

"હજૂર!"

"કાલથી ત્રણ ભંગીઓનો પહેરો બેસાડી દો રાતના ચોકી કરે. આમ ચોરી થશે એ કેમ ચાલશે."

"બિલકુલ ઠીક સરકાર, બંદોબસ્ત હો જાયગા, સરકાર!" દાઢી

ઉપર હાથ ફેરવતાં જમાદાર બોલ્યા.

"જા ગંગૂ! જરા સંભાળીને રહેતો જા."

"જી. બાબુજી." કરતોક ગંગૂ લાઠી લઇ ઊભો થયો અને બબડતો બબડતો પોતાની ઓરડીમાં આવી એક વાટકો લઇ ભીખ માગવા નીકળી પડ્યો.

"રાઇને પરવત કરે છે ઇ તો જુઓ..."

ખાવાનું લાવી પીપળા નીચે બેસી ગંગૂએ મૂંગે મૂંગે ખાઈ લીધું અને પીપળા નીચે જ એક પથરાનું ઓશીકું કરીને ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. બાળપણમાં સાંભળેલાં કબીરનાં ગાયનો, તુલસીકૃત રામાયણની ચોપાઇઓ તેને સાંભરી આવી. સંસારમાં લોભ કેવી બૂરી વસ્તુ છે તે વિચારવા લાગ્યો. પૈસો પૈસો માગી સંગ્રહી રાખી આજે તેણે શું જોયું? એક ક્ષણની અંદર હતું નહતું થઈ ગયું. જીવનની સંપત્તિ એક ક્ષણમાં નષ્ટ થઇ ગઈ. શા માટે ભેગુ કરવું? ભગવાન બે ટંક ખાવાનું દઈ રહે છે. પછી શા માટે ભેગું કરવું!?

"હે ભગવાન હવે કોઇ દિવસ સંગ્રહ કરવાનું મન ન આપજે બાપ! તે બબડયો.

પછી રાતના બધા ય પ્રસંગો તેની આંખ સામે તરવરવા લાગ્યા. પીપળાના પાન ખરખર–ખરખર થતાં હતાં. રવિનાં પ્રચંડ કિરણો પણ જાણે પીપળાના પાનમાંથી સરી સરી તેને શાંતિ આપતાં હતાં અને થોડી વારમાં તો તે ગાઢ નિદ્રામાં લીન થઇ ગયો.

રાંધણિયાની બારીમાંથી બન્ને બાળકો આ દૃશ્ય જોઇ રહ્યાં. પેલા પીંપળા નીચે જમીન ઉપર જ નિરાંતે ગંગૂ સૂતો છે. પછી બન્ને ગામની પાઠશાળામાં ભણવા ચાલતાં થયાં. સાંજના જ્યારે તેઓ પાછાં ફર્યા ત્યારે પણ ગંગૂ નિરાંતે ઊંઘતો હતો.

"ગંગૂ!" શાંતિએ તેની પાસે આવતાં કહ્યું.

"બાઇસા'બ!" અચાનક જાગી તે આંખ ચોળતો બોલ્યો.

"કેટલું ઊંઘવું છે?"

"બાઇસા'બ! ઊંઘ લાગી ગઈ."

"આજે શરાબ લેવા નથી જવું?"

"ના."

"કેમ?"

ગંગૂ ચૂપ રહ્યો, અને પછી બન્ને બાળકો ગીલીદંડા લઈ પીપળા નીચે જ ચોગાનમાં રમવા લાગ્યા.

હરજીની દુકાને લોકોની ભીડ જામી હતી. આજે બેચાર દિવસથી હરજીની દુકાન ખુલી ન હતી, એટલે લોકોનું ટોળું તેની દુકાને દારુ લેવા ભેગું થયું હતું. પોતાના ગુણિયા ઉપર બેઠો ઠઠ્ઠા મશ્કરી કરતો હરજી બધાને દારુ આપી રહ્યો હતો. જ્યારે સાંજ નમતાં નમતાં પાલુ આવી ત્યારે તેણે તેને દારુ આપતાં આપતાં કહ્યું.

"કેમ અલી કેમ છે અદાને?"

"સારું છે– તમારા પરતાપે." આંખોને નચાવતી હરજી તરફ તિરછું જોતી પાલુ બોલી.

જ્યારે તે ચાલી ગઇ ત્યારે હરજી એક ક્ષણ તેનું સૌંદર્ય જોઇ મુગ્ધ થઇ ગયો. પછી ન જાણે કેમ રાધુ યાદ આવતાં જ તેનું મુખ પડી ગયું. તે વિચારવા લાગ્યો: બાઈને ઝટ સારું થઇ જાય તો ઠીક અને જલદી ઘેર આવે તો સારું. આ એકલું એકલું તો જરાય ગમતું નથી.

રાધુ! કેવી સુંદર છોકરી છે. તે અહીં આવશે અને રહેશે. કેવી મઝા પડશે?

આ કડું. ચાંદીનું કડું. ચોક્કસ રાધુનો બાપ ચોર છે. કયાંકથી ચોરી તેજ તે લાવ્યો હશે શેઠને બતાડી પુલીસને આ કડું આપવું પડશે.

ત્યાં તો ખણુખણુ બળદના ઘૂઘરા વાગવા લાગ્યા. આપણો ટાંગો ? હાં. શેઠ સાહેબ આવી લાગ્યા.

ત્યાં તો ભૂતનાથનો અવાજ સંભળાયો.

"હરજી, પેલી બાજુનું બારણું ખોલજે."

ઘોડી ઉપર ચઢી હરજી હરખાતો હરખાતો ઊઠયો અને પેલી બાજુના વાડાનું બારણું ખોલ્યું.

"સાહેબજી. શેઠજી સાહેબજી માયજી" તે બોલ્યા.

ગાડી અંદર પ્રવેશી. બાઇ અંદર ગાડીમાં સૂતાં હતાં રાધુ ભૂતનાથની પડખે જ બેઠી હતી. એ જોઇ હરજીના મનમાં ઇર્ષ્યાની લાગણી ઉત્પન્ન થઈ. મારો બેટો કેવો અડોઅડ બેઠો છે. મારા બેટાને શરમે નથી આવતી. ઓ રાધુ ! તનેય શરમ છે. જુવાન જોધ છોકરી આમ અડીને બેઠી. શરમાતી યે નથી.

રાધુએ આ વાડો કોઇ દિવસ જોયો નહોતો. વાડાના કૂકડાં... કૂ...કૂ...કરતાં કૂદતાં આમથી તેમ દોડવા લાગ્યાં. એક ઓરડીમાં ઘાસ પડ્યું હતું. બીજામાં તૂટેલાં પૈડાં, કટાઇ ગયેલાં પૈડાનાં લોઢાના પાટા તથા લાકડાના ભંગાર, તથા ફૂટી ગયેલા દારુના પીપ પડયાં હતાં. એક ખૂણામાં મોટી પેટી જેવું કઈંક હતું જેમાં કૂકડાં ને તેમનાં બચ્ચાં રહેતાં હતાં. બે મોટી બતકો પણ હતી.

ફાનસ લાવી હરજી સામાન ઉતારવાની ધમાલમાં પ્રવૃત્ત થયો. આ બાજુ હરજી બળદોને બાંધતો બાંધતો તેમના ઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો.

"મારા બેટા ! ખાય છે તો મણ મણ જેટલું, પણ ચાલતાં તો દમ નીકળી જાય મારા બેટાનો. મારી જ નાખું–કાપી જ નાખું. જો ધમાલ કરે તો !"

અંદરના ઢોલીઆમાં જઈ સિલ્લુમાઈ પડયાં અને ફરામજી શેઠ તેમને માટે સ્ટવ ઉપર કૉફી કરવા બેઠા ને બૂમબરાડા પાડવા લાગ્યા.

"હરજી."

"જી."

"જલદી દૂધ લઇ આવ."

"લાગ્યોજી." કરતોક હરજી ઘોડી ઉપર ચઢી દૂધ લાવવા ચાલતો થયો.

અંદરના ઓરડામાં બે મોટા ખાટલા પાથરેલા હતા. બેત્રણ ટ્રંકો મોટા પથરા ઉપર ગોઠવેલી હતી. એ ઓરડામાં નવો સામાન ગોઠવી રાધુ આંગણામાં આવી. અહા કેવો મઝાનો ચોક છે ને લીમડાનું ઝાડ ! ને ચોતરો ! ડાબી બાજુ રસોડું હતું. રાધુ તેમાં ગઇ. અને રસોઈની વ્યવસ્થા કરવા તે વિચારવા લાગી. રસોડું પણ મોટું છે ને; અને ઘોડાઓમાં બધી ચીજો ગોઠવેલી છે તો. જમણી બાજુ બે ચૂલા-માટીના બે ચૂલા હતા. ડાબી બાજુ માળ હતો અને બે માટલાં હતાં જેમાં પાણી હતું. નીચે ગાર કરેલી હતી સ્વચ્છ અને સુંદર.

સ્ટવ ઉપર કોફીનું પાણી ઊકળતું હતું. હરજી આવતાં જ કોફી તયાર કરી. એક ટ્રેમાં ગોઠવી, રાધુ કોફી લઇ ગઇ અને બાઈને આપી બોલી.

"શું ખાશો જી."

"ભોનું ! સિલ્લુ ! શું ભોનું કરીશ."

ભૂખ નથી-"અરેરે ! ખોડાય !" સિલ્લુ માઇ બોલ્યાં.

"સ્ટવ ઉપર જ ખીચરી મૂકી દે-ડીકરી" શેઠે હુકમ કર્યો.

"જી" કરતીક રાધુ પોતાના વળી ગયેલા પગોને વેગથી ઉપાડતી રસોડા તરફ ચાલતી થઈ.

તેટલામાં જ અવાજ સંભળાયો.

"કેમ, ફરામજીભાઈ છે કે ?"

"ઓહ ! આવો. આવો દાકતર !"

"કેમ-બેનને કેમ છે ?" દાકતરસાહેબે અંદર આવતાં જ પ્રશ્ન

કર્યો. લાંબા પડછંદ આદમી, ભરાવદાર શરીર, મોટી મૂછો, જેને કલપ લગાડી દાકતરબાબુ હંમેશાં ટટાર રાખતા–દાકતરબાબુ હંમેશાં આનંદમાં રહેનાર વ્યક્તિમાંના એક હતા. તેમની વાતચીતમાં હાસ્યના ફૂવારા છૂટતા. આનંદ અને ગેલ, હાંસી અને મઝાક જાણે કે તેમનાંજીવન સૂત્રો હતાં.

ઓરડામાં આવી એક ખુરશી ખેંચી સિલ્લુમાઈના ઢોલિયા પાસે જ બેસી જઈ દાકતર બોલ્યા.

"કેમ ભાભી કેમ છે?"

"ઠીક છ" ટૂંકો અને ટચ જવાબ ભાભીએ આપ્યો. જવાબ આપતાં આપતાં પણ તેમના ઓઠો મરકમરક થઈ રહ્યા.

"દાકતર! તું આયો છ, હવે ટેને સાની ફિકર છ. મરેરે દાકતર! આય બૈરાબી તોબા"

"કેમ?"

"આય જુઓની. પરનવા પેલ્લાં બી દુઃખ અને પરનવા પછી બી દુઃખ."

"એમ કે?"

"આમ જુવોની. પરનવા પેલાં–બૈરી માટે મૂઆ માટીડા ઝુરી ઝુરીને મૂએ–હાય–બૈરી–હાય બૈરી હજારો રૂપિયા ખરચીને–પરની બૈરીને ઘર લાવે, પરનીને હજી ઘર માણું બીની હોય–ને આય દુખે છે ને પેલું દુખે છે–મરેરે! ડાકટર એનાં કરટાં ટમે લોકો કહો છો ટેમ પેલું શું બમચારી–બમચારી–રે ટે કેવું મઝેનું..." અને તેમ કહી જાડા ફરામજીએ દાકતરની પીઠ ઉપર ધબ્બો મારતાં એક મુકત હાસ્ય ઓરડામાં વેર્યું.

"માટીડા બદ્ધા એમ જ બોલેછ; પન પરન્યા વગર ટો ચાલટું બી નઠી." પત્નીએ મંદ હાસ્ય વેરતાં ધીમેથી કહ્યું.

"આય લે! છૂટા છેરા! જા જવું હોય તો જજે. બસ."

"ફરામજીભાઈ! તેના કરતાં એવું કરોને."

"શું? શું દાકતર?" ફરામજીએ પાસેની ખુરશી ઉપર બેસતાં કહ્યું.

"એ તો એ કે શહેરનાં બધાં બૈરાં માંદા જ રહ્યા કરે છે. માટે ગામડાની જ એક બીજી બૈરી કરવી કે જેથી ઘરમાં–ઘરના કામમાં વાંધો નહીં આવે."

"એ ઘનું મઝેનું દાકતર, એક બૈરું તું કર અને બીજું હું કરું કેમ સિલ્લુ." અને પછી પાછા તે જોરજોરથી હસવા લાગ્યા.

"મરેરે! ટમે લોકો બી ગજબના છો. દાકતર–મારી બેનને આ કહી દેવસ હં." સિલ્લુભાભીએ દાકતર સામે હસતાં હસતાં કહ્યું.

આ વાર્તા લાપ ચાલતો રહ્યો. દાકતરના આનંદી સ્વભાવથી જાણે દુઃખ હલકું પડયું હોય તેમ સિલ્લુબાઈ બોલ્યાં:

"દાકતર! હવે મને જલદી સારી કરી દેઉ–નહીં તો પછી–એવન......"

"હા ભાભી! એ વાત ખરી. ચારપાંચ રોજમાં જ તમને દોડતાં ન કરી દઉં તો મારું નામ દાકતર નહીં."

જ્યારે આ ઓરડામાં દાકતર અને ફરામજી વાર્તાલાપમાં મગ્ન હતા, ત્યારે પેલી બાજુ હરજી ચોતરા ઉપર બેઠો બેઠો રાધુની રસોઇનું નિરક્ષણ કરી રહ્યો હતો, અને વારંવાર ઘોડીએ ચઢી રસોડામાં જઇ તેને બધી વસ્તુઓથી વાકેફ કરતો હતો.

"જો, આ ડબ્બામાં ચોખા છે. પેલામાં ઘઉંનો લોટ છે."

"મસાલા બધા કયાં છે?"

"આ પતરાંની પેટી છે, તેમાં જો આ પેટીને આઠ ખાનાં છે. તેમાં જ બધો મસાલો રે છે. હરજી?" રાધુ પાસે આવી તેને બધું બતાડતાં હરજી બોલ્યો.

"ઘી?"

"આ ડબ્બામાં ઘી ! હત્તારીની ! ઘી તો થઇ રહ્યું. હવે?"

"ખીચડીમાં તો ઘી જોઇએ જ" રાધુ બોલી.

"હમણાં લઈ આવું ને."

"તેલ?"

"આ તેલની બરણી."

જોયું તો તેલ પણ ન હતું.

"હમણાં ઘી લઇ આવોને. તેલ સવારે આવશે તો ચાલશે."

"ભલે."

અને એક નાની બરણી લઈ હરજી ઘોડી ઉપર સવાર થઇ ઘી લેવા ચાલતો થયો.

આ બાજુ દરદીને તપાસી દાકતર ચાલવા તૈયાર થયા.

"ચાલો સાહેબજી. હરજીને દવા લેવા મોકલજો."

"હાજી."

"ચાલો તો જાઉં છું."

"આવજો. સાહેબજી દાકતર" ભાભીએ સાહેબજી કરતાં કહ્યું.

"સાહેબજી." કરતાક દાકતર ચાલતા થયા.

"હરજી." શેઠે બૂમ મારી.

"જી." કરતીક રાધુ આવી.

"હરજી કયાં છે?"

"ઘી લેવા ગયો છે. કામ છે?"

"દવા લાવવાની છે."

"હું લઈ આવું જી."

"તું જઇશ?"

"હાજી."

"વાહ! જા દીકરી, તો જલદી જા-દવા લઇને આવ."

રાધુ ખીચડી ઉતારી સ્ટવને ધીમો કરી તેના ઉપર કઢી ચઢાવ દવા લેવા ચાલતી થઇ.

બહાર આવી તેણે જોયું–આકાશમાં થોડાં વાદળાં છે,વાદળાંઓમાંથી માંથી ચંદ્ર દેખા દે છે અને મંદમંદ પવન વાય છે. હાશ ! રસોડા કરતાં બહાર કેવું મઝાનું છે અને તેણે જોયું, પોતાના હાથની લાકડી હાથમાં નચાવતા પેલા ચાલ્યા જાય ગામના દાક્તરબાબુ.

ગલીઓ વટાવી તે મોટા ચોગાનમાં આવી. ચોગાનની ચારે કોર મોટાં મોટાં આમલીનાં ઝાડ છે. તેની ઘેરી છાયા મેદાન ઉપર પડે છે. ચંદ્રનાં કિરણો આમલીની ઘટામાંથી ચળાઇ ચળાઇને મેદાન ઉપર પડે છે.

જમણી બાજુનો રસ્તો તેના ખેતરો તરફ જાય છે. એકાએક તેને પોતાનું ગત જીવન યાદ આવી ગયું. કયાં પેલું મઝાનું ખેતર–અને તેમાં ઊભેલું તેનું ખોરડું કયાં તે સ્વચ્છંદ જીવન–અને કયાં આ નોકરી ? કેટલી વિશમતા છે આ જીવનમાં? થોડા જ દિવસો પહેલાં તે પોતાના દાદા સાથે રહેતી હતી. કેવાં કેવાં મીઠાં સ્વપ્નાં તેણે સેવ્યાં હતાં–અને આજે ?

પેલાં આંબાનાં ઝાડો–અને તેનો કૂવો—આજે તે બધું તેની પાસેથી ચાલ્યું ગયું છે. આ સંસારમાં તેનું હવે કશું ય રહ્યું નથી ! એકાએક તેને તેનો પિતા યાદ આવ્યો. દરાના જંગલમાં તે રાત્રે તે શા માટે એકએક આવ્યો હશે ? નાની હતી ત્યારથીજ તેને તરછોડી તે તો ભાગી ગયો હતો અને હવે જ્યારે જીવનમાં કયાંય સ્થાન ન હતું ત્યારે તેણે દેખાવ દીધો અને તે પણ રાતના ચારેક વાગે–લપાતોછૂપાતો યાચના કરી: બેટા ! આફતમાં છું. આ કડાં આપ !"

અને તે યાદ આવતાં જ તેનું મન ઘૃણાથી ભરાઇ ગયું. લોકો કહે છે–પિતા માટે તો પૂજ્યભાવ જોઇએ. તો પછી મનમાં તેના પ્રત્યે આવાભાવ શા માટે ? હશે, બાપા નસીબમાં જે થવાનું હોય

તે થાય છે. કડાં–કોનાં હતાં? તેનાં જ ને? તેણે જ તેના પૈસામાંથી કરાવ્યાં હશેના? પછી એવા મોહ શા માટે? છો લઈ ગયો? આફત માથે પડી હશે ત્યારે જ લઇ ગયો હશે ના. છો લઇ જતો......"

અને આ બધા વિચારોને છોડવા મથતી તે મેદાનને વટાવતી આગળ વધતી હતી ત્યાં તો પાછળથી કોઇએ બૂમ પાડીઃ

"કોણ? રાધુ કે?"

"કોણ? ઓહ! ગંગૂ દાદા."

"કેમ મા! આ બાજુ?" પાસે આવતાં ગંગૂએ કહ્યું.

"ફરામજી શેઠને ત્યાંથી દવા લેવા જાઉં છું."

"ક્યાં હતી દીકરા?" ગંગૂએ તંબૂરો ઠીક કરતાં કહ્યું.

"ત્યાં જ હતી."

"ક્યારથી?"

"બેચાર રોજ થયા."

"એમ?"

"હા."

"નોકરી કરે છે?"

"હા."

"ગજબ થઈ મા તારા ઉપર તો. ખેતર ખોરડાં બધુ ય લઈ લીધું હરિવલભાએ."

રાધુ મૂંગી રહી.

"હશે. હશે દીકરા! રામજી રાખે તેમ રહીએ, પણ હરિનો વલ્લભ થઈ આવા કામો કરે એ તો સારૂં નહીં."

"હશે."

"હા. હા. ઇ તો ઠાકોર લેખાં લેશે."

પછી બંને મૂંગાં મૂગાં ચાલવા લાગ્યાં. થોડી વાર પછી રાધુએ મૌન તોડયું.

"ક્યાં ગયા હતા આમ?"

"એને દીકરા! મન ક્યાં ય લાગ્યું નહીં એટલે તળાવે ગયો, ને ત્યાંથી થયું–લાવ ચાલ તારી વાડીએ જાઉં. જોઉં તો ખરો શું ચાલે છે. તું તો જાણે ક્યારે ગુમ થઈ ગઈ."

રાધુ મૂંગી રહી.

"ત્યાં જઈ જોઉં તો ગફાર, વાડીમાં તારા ખોરડાં બહાર, તૂટેલો ખાટલો ઢાળી લહેરથી હુક્કો ગગડાવતો બેઠો હતો. ત્યાં જાઉં છું ત્યાં તો બરાડ્યો 'કૌન હૈ?' મેં કહ્યું: 'એ સલામ, બાપુ!' તો કહે "અરે! ગંગૂ ફકીર, આઓ. 'આઓ–બેઠો ચલમ ફૂંકો.' હું તો આ બધું જોઈ રહ્યો. ક્યાં તારો દાદો અને ક્યાં આ ગફાર–મારી આંખમાંથી પાણી આવ્યું. મૂંગો મૂંગો એક પથરા પર બેઠો. તેણે આપેલી બીડી પીતો હું તો વિચારે ચઢ્યો. તે બોલ્યો 'ક્યા શોચતે હો, ગંગૂ.' મેં કહ્યું: 'આ જુઓને આપણા સંસારની વચત્રતા ઉપર વચાર કરું છું.' અબે ઈસમેં સોચનેકી ક્યા બાત હૈ. કલ ઈદ તો આજ રોઝા. યે તો અલ્લાહમિયાં કી કુદરત સે–બેચારા વો ખુદ્દા મર ગયા–કલ પરસોં તક યે વાડી ઉસકી થી. યે ખેત–યે આમ કે પેડ, વો કૂવા–યે ખોરડા–સબ ઉસકા થા ઔર આજ હરિવલ્લભજી બનિયેકા યે સબ કુછ હૈ. ખુદા તાલાકા ખેલ હૈ.' મેં કહ્યું: ખરું કો'છો બાપુ! યાદ કરું છું કે આંખમાંથી દડદડ કરતાંક પાણી સરી પડે છે. ને પેલી બિચારી છોકરી આજે કણુકણને માટે રખડે છે.' સાંભળી બોલ્યો: 'અચ્છા! સુનતે હૈ, છોકરી હૈ તો અચ્છી–કાં ગઈ મેં કહ્યું: 'રામજી જાણે.' પછી મેં કહ્યું: 'ગફુર ચાચા! એનો બાપ–આ રાધુનો બાપ અહીં આવ્યો તો કે?' તો કહે 'કૌન–વો હરામજાદા–બદમાસ! નહીં રે! અગર દિખાઈ દે તો.' મેં કહ્યું હશે હશે જાવા દો, જાવા દો! એ તો મને મળેલો..."

આ સાંભળી રાધુ સ્તબ્ધ થઇ ગઈ! શું તેનો બાપ પાછો આ

ગામમાં આવ્યો હતો?

પણ પૂછવાની ધૃષ્ટતા એ કરી શકી નહીં.

"એ આવ્યો અને જાણે ક્યાં પાછો ચાલ્યો ગયો." ગંગૂએ ઊમેર્યું.

તો પણ રાધુએ પોતાના પિતા વિષે એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહીં.

પણ ગંગૂ વધારે બોલ્યો નહીં. તેઓ દાક્તરબાબુના દવાખાના તથા મકાન પાસે આવી લાગ્યા હતા.

"આવે છે મારી પતરાની પેટીમાં?" ગંગૂએ પૂછ્યું.

"ના, મને મોડું થશે. દવા લઇ તરતજ જવું છે." રાધુએ ઉચ્ચાર્યું.

દવા લઈ જ્યારે રાધુ ઘેર પહોંચી ત્યારે શેઠ સાહેબ બરાડી રહ્યા હતા.

"અરે મરેરે હરજી! તુંયે એ કડું લીધું જ શા વાસ્તે?"

"પણ સા...સા'બઃ એ તો મારા હાથમાં મૂકીને ચાલતો જ થયો."

"પણ સા...સાબ!"

"સાબને બાબ! પેલો ગંગૂ પન હરામખોર હોસે. તે પન એ ચોરીમાં સામેલ નહીં હોય તે કોને ખબર."

"પણ હજૂર! ગંગૂને ઘેર રાધુનો બાપ ચોરી કરીને..."

અને રાધુને જોતાં જ હરજી શાંત થઇ ગયો.

"એ બધી ખોતી વાત ગંગૂ બી બદમાસ...ને તેનો બાપ બી હજાર વાર ચોર-દાકુ...દવા લઇ આવી કે ડીકરી?"

"હાજી."

વરસાદ ઝરમર ઝરમર પડવા લાગ્યો હતો. રાધુ થોડું સમજી થોડું ન સમજી...પણ પોતાનાજ ચાંદીનાં કડાં વિષે આ ઊહાપોહ

સાંભળી સ્તબ્ધ થઈ ગઈ. ન જાણે કેમ તેની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. તે રસોડામાં ચાલી ગઈ. ખાવાનું તેના આવતા પહેલાં જ હરજીએ સમાપ્ત કરાવી દીધું હતું; એટલે એમાંથી એ બચી.

હરજી માટે ખાવાનું કાઢી, તે મૂંગી મૂંગી રસોડામાં બેસી આંસુ સારતી રહી.

સૂવાનો વખત થયો એટલે હરજીએ કહ્યું: "વરસાદ પડે છે. ત્રીજો ઓરડો સાફ નથી. તું ક્યાં સુઈશ."

રાધુએ આ સાંભળ્યું નહીં.

આમતેમ આંટા મારી તે ફરીથી આવી બોલ્યો:

"બધા સૂઈ ગયા છે. કાલે સવારે પડખેનો ઓરડો સાફ થઈ જશે. આજે તો તારી પથારી મારાવાળા ઓરડામાં જ કરી છે. સૂઈશને ત્યાં?" હરજીએ રસોડા બહારથી જ ભિજાતાં ભિજાતાં કહ્યું.

"ગમે ત્યાં પડી રહીશ." રાધુએ કહ્યું.

હરજી સમજી ગયો, રાધુ વ્યગ્ર છે. પછી તે ઘોડી ઉપર ખોડંગતો ખોડંગતો દારુના પીપ વાળી ઓસરીમાં આવી ગુણિયા ઉપર બેઠો.

બધું ઢાંકી, રાધુ જ્યારે તે ઓરડામાં આવી ત્યારે તેણે જોયું કે સામેની દીવાલ પાસે તેના માટે એક ગોદડી પાથરેલી હતી. સામેના ખૂણામાં, દારુના પીપ પાસે જ હરજી એક ગુણિયા ઉપર મૂંગો મૂંગો બેઠો હતો.

આકાશમાં ઘનઘોર ગર્જના થવા લાગી. વીજળી ચમકવા લાગી. પવનવેગે આંગણાંનો લીમડો ડોલવા લાગ્યો.

"ત્યાં ફાવશે ને?" હરજીએ પૂછ્યું.

"ફાવશે. તમારી પથારી?"

"એ જ વિચાર કરું છું અહીં જ ધાબળા ઉપર પડ્યો રહું તો વાંધો નથી ને?" હરજીએ પૂછ્યું.

"વાંધો ? ના. એમાં શું ? હું એવી નથી." રાધુ બોલી ઊઠી.

"તો મારો જૂનો ધાબળો લાવીને અહીં જ પાથરી દઉં."

તે ઊઠયો અને દારૂના પીપ ઉપરથી લઇ પોતાનો જૂનો ફાટેલો ધાબળો પાથરી, પથારીમાં બેઠો.

કોઇ કંઇ બોલ્યું નહીં. પછી એકાએક કંઇ વિચાર આવતાં તે ઊઠયો અને રાધુ પાસે આવી બોલ્યો.

"એક વાત કહું ?"

"શું ?"

હરજી ધોડી મૂકી તેની પથારી પાસે જમીન ઉપર બેસી ગયો.

"એ તો.. એ તો" તે વધારે બોલી શકયો નહીં.

તેને હરજીનું આ વર્તન અસ્વાભાવિક અને વિચિત્ર લાગ્યું.

એકાએક વીજળી થઇ.

વીજળીના પ્રકાશમાં તેણે જોયું કે હરજીનું મોઢું પડી ગયું છે.

"શું છે?" રાધુએ પૂછયું.

"તારા બાપને મેં ચોર નથી કહ્યો."

રાધુ સ્તબ્ધ થઇ ગઇ !

તેણે પોતાને કાને જ સાંભળ્યું હતું...ગંગૂને ઘેર ચોરી કરીને... પણ...શી ચોરી...શા માટે ચોરી ? તે કંઈ સમજી ન હતી. જો કે તેના મનમાં શંકા અવશ્ય ઉત્પન્ન થઇ હતી.

"એ તો...એ તો પેલો ગંગૂ કહેતો હતો."

ગંગૂ માટે રાધુને ઘણું માન હતું. જયારે જ્યારે તે દાદાને ત્યાં રહેવા આવતી ત્યારે ત્યારે તેણે ગંગૂને તંબૂરા સાથે જોયો હતો. તંબૂરા સાથે ગાયન ગાતાં ગાતાં તેણે ગંગૂની આંખોમાં આવેલાં પાણી જોયાં હતાં. ગાંડા જેવો પણ ગંગૂ બિચારો એક સારો માણસ હતો. ગંગૂએ તેના બાપને ચોર કહ્યો હતો એ વાત સાંભળી રાધુને ગંગૂ કરતાં હરજી ઉપર વધારે ક્રોધ થયો.

'રાધુ! તને ખબર નહીં હોય."

"ના. મને કશી ય ખબર નથી." રાધુ બોલી.

"કાલે રાતના...છે ને તે...ગંગૂ આ ચાંદીનું કડું લઈને આવ્યો." કડું બતાવતાં હરજીએ કહ્યું. ને રાધુનો બાપ માંદો છે... આ રાખી...દારુ...ને..."

"પછી?" રાધુએ પ્રશ્ન કર્યો.

"પછી તો...કંઈ નહીં...જવા દોને એ વાત?"

"નહીં—મારે બધું જ જાણવું છે."

"જાણીને ફાયદો?"

"ફાયદો હોય કે નહીં, મારે જાણવું જ જોઈએ."

રાધુએ જાણવા આગ્રહ કર્યો.

હરજીથી હવે મૌન રહી શકાય તેમ નહતું.

"પણ...પણ...એવું છે કે...રામજી જાણે સાચું કે ખોટું... કાલે સાંજે ગંગૂ આવ્યો ત્યારે પૂછ્યું તો કે' મારા ઘરમાંથી ચોરી કરી...તે તો ભાગી ગયો. પણ પણ...એ તો રામજી જાણે...હું નથી કહેતો." હરજી ડરતાં ડરતાં બોલ્યો.

"એ જ ને?"

"હા...પણ...રાધુ...એ વાત ખોટીય હોય."

"ગંગૂ ખોટું ન જ બોલે."

ગંગૂ માટેની આ શ્રદ્ધા હરજીને ખૂંચી. તેનાથી બોલાઇ ગયું.

"ના...ના...એમ ન પણ હોય—ગંગૂ...ખોટું..."

"ગંગૂ ખોટું ન જ બોલે. હશે જેનાં જેવાં કરમ..." કહી રાધુ પથારીમાં પડી. પથારીમાં પડતાં તેનો પગ હરજીના પગને અડચો.

બન્ને મૂંગાં જ રહ્યાં. હરજી સ્તબ્ધ થઈ ગયો.

"ઊંઘ આવે છે?"

"હા."

"સૂઈ જાઓ તો. સૂઈ જાઉં હું પણ."

"ભલે." રાધુ બોલી.

હરજી ઊઠયો અને પથારીમાં પડચો, પણ તેને કેમે ઊંઘ આવી નહીં.

રાધુને પણ ઊંઘ આવતી ન હતી. તે તો આ વિચારોના વમળમાં પડી હતી. દરાના જંગલમાં આવી પોતાનાં ચાંદીનાં કડાં પડાવી, છેવટે બાપે આમ કર્યું? કડાં ગીરવી મૂકી દારુ પીધો. અને જેને ત્યાં આવી આશરો લીધો તેનું જ ઘર ભાગ્યું, અરેરે પ્રભો! આ બધું સાંભળવા તે હું કાં જીવતી રહી? તેની મા સાથે જ બાળપણમાં કાં ન મરી ગઈ, અથવા દાદા સાથે જ શા માટે ન મૃત્યુ પામી? આ બધું સાંભળવા અને પોતાના પિતાનાં આવાં કાર્યો સાંભળી, શરમથી પૃથ્વીમાતામાં સમાવા જેટલી શરમ થતાં સુધી તેણે શા માટે જીવવા દીધી! એક દીર્ઘ નિશ્વાસ તેની છાતી ભેદી બહાર નીકળ્યો.

હરજીએ આ નિશ્વાસ સાંભળ્યો અને રાધુની હૃદયવેદના પારખી.

પછી અત્યંત મીઠાશથી તે બોલ્યો.

"રાધુ."

આ મીઠાશથી રાધુ વધારે ઘવાણી. તે મૂંગી રહી.

"રાધુ... માફી માગું છું."

રાધુને સૂઝયું નહીં કે તે શું જવાબ આપે.

કેટલી ય વાર સુધી એ ઓરડીમાં શાંતિ છવાઈ રહી.

કેટલી ય વાર પછી હરજી બોલ્યો.

"રાધુ!"

"હું" રાધુ બોલી.

વાત બદલવા હરજી બોલ્યો.

"શેઠજીનાં ખેતરાં તો જોયાં હશે?"

"હા. જોયાં તો છે."

"ખેતરોમાં કામ કરવાનું ગમે કે?"

"ગમે."

"મને પણ."

જરા વાર ઓરડામાં મૌન છવાઇ રહ્યું:

"શેઠજીનું દરાનું કામ પૂરું થાય પછી ખેતરોમાં કામ કરવાનું આપણે ઉપાડી લઈએ. ત્યાં મારા બેટા રખેવાળો પૂરતું ધ્યાન આપતા નથી, અને દર વરસે ખોટ જાય છે. કોઈ પૂરતું ધ્યાન આપતું નથી. મોલ દેખાય સારો, પણ જાણે શું થાય છે કે ખોટની ખોટ."

"ખોટ કેમ?" રાધુએ પૂછ્યું.

"મારા બેટા અરધોઅરધ ઘર ભેગા કરે છે હો."

"ખરાબ કહેવાય."

"એટલે જ તો કહું છું ને કે આપણે ધ્યાન રાખીએ તો આમ ન થાય."

"ખરું."

"હું શેઠજીને કહેવાનો છું. રાધુએ બાળપણ ખેતરોમાં જ કાઢ્યું છે. ખેતરનું કામ જેટલું તેને આવડે તેટલું કોઈને ન આવડે. માટે રાતની ચોકી, ખળાં ઉપર દેખરેખ–વાડની મજબૂતી, આ બધા ઉપર દેખરેખનું કામ રાધુને જ સોંપો."

આ સાંભળી રાધુ હર્ષથી પુલકિત થઈ ગઇ. એ કામ મળે તો કેટલી મઝા આવે–જાણે તેનાં મૃત્યુ પામેલાં સ્વપ્નાં સજીવન થયાં–તો તો કેવી મઝા પડે?

"એ તો ઘણું સારું." રાધુ બોલી.

"તું તારે જોજે ને. એ બધું કામ આપણે બન્ને ઉપાડી લઈશું. શિયાળુ પાક થાય ત્યારે કેટલા ઘઉં ઊતરે છે એ આપણે શેઠજીને બતાવી દઈશું.

"હં." રાધુ બોલી.

"એને–કડકડતી ટાઢમાં ધૂણી સળગાવીને ત્યાં તાપતા તાપતા રખેવાળી કરી હોય અને હા...હું તો શેઠજીને જરૂર જરૂર કહેવાનો."

"કહેજો." રાધુ બોલી.

હરજી અત્યંત આનંદમાં આવી ગયો. "ને રાધુ!" તે બોલ્યો.

"રાતના ત્યાં ખેતર વચ્ચે જ 'ટોપો' બાંધી રાત આખી ત્યાં રહીશું. અરધી રાત તું જાગજે, અરધી રાત હું જાગીશ. એમ ખેતરની રખેવાળી કરશું. કેમ?"

"હા."

"અને પછી જોજે હો કે મારા બેટા રખેવાળો કેમ ચોરી કરી જાય છે તે."

આ વાત, ખેતરો વચ્ચે રહેવાનાં સ્વપ્નોની વાત–ત્યાં કેવી મઝા પડશે એ ભાવના...માં બન્ને જણ તણાતાં ગયાં. હરજીએ એક સ્વર્ગ કલ્પ્યું. જેમાં હશે તે અને બીજી હશે રાધુ. રાધુ પડખે હશે તો તેનાં તૂટેલાં પગોમાં પણ હજારો ઘોડાઓનું જાણે જોશ આવી જશે.

ક્યાંય સુધી હરજી વાતો કરતો રહ્યો. વચ્ચે વચ્ચે રાધુ 'હં, હા. બરોબર' કરતી રહી, અને ક્યારે તેની આંખો મળી ગઈ તેની તેને ખબર પડી નહીં: જ્યારે તેના સવાલોના જવાબમાં. 'હં.' કે 'હા' નાં વાક્યો હરજીએ ન સાંભળ્યાં ત્યારે હરજીને થયું રાધુ ઊંઘી ગઈ છે.

કલ્પનામાં રાચતો, રાધુ વિષે અનેક કલ્પના કરતો જ્યારે હરજી ઊંઘવાની તૈયારી કરવા લાગ્યો ત્યારે 'નિઝામત' માંથી એકનો ટકોરો થયો.

"ઓત્તારીની એક વાગી ગયો" અને તે પથારીમાં આળોટતો ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

બહાર વરસાદનું તોફાન ચાલુ હતું. લીમડો થરથર કંપતો હતો અને છાપરામાંથી ચૂતું પાણીનું ટપકું કોઈ કોઈ વાર હરજી પર પડતું હતું.

[ ૧૦ ]

શિયાળાના દિવસો હતા. કડકડતી ટાઢ પડતી હતી. દરાના કૉન્ટ્રૅક્ટનું કામ પૂરું થવા આવ્યું હતું. ફરામજી ખૂબ આનંદમાં હતા. કામ પૂરું થવા આવ્યું હતું એટલા માટે નહીં પણ આ કૉન્ટ્રૅક્ટમાં તેમને જબરજસ્ત ફાયદો થયો હતો. પૈસાનું જાણે પૂર આવ્યું હતું. ફરામજી સાધારણ સ્થિતિના માણસ હતા અને પોતાના પગ ઉપર ઊભા રહી તેમણે અભ્યાસ કર્યો હતો. એન્જીનિયરીંગની લંડનની ડીપ્લોમા પાસ કરી હતી. એટલે તે જમાનામાં તેઓ એક બાહોશ એન્જીનિયર તરીકે પંકાતા હતા. અને લાગવગ પણ સારી હતી એટલે તેમને રેલ્વેના પાટા તૈયાર કરવાનું કામ હાથ લાગ્યું હતું.

પણ એક તેમને મોટો ચસકો હતો અને તે હતો સટ્ટાનો. જેટલા પૈસા તેમને મળ્યા તે તેમણે મુંબઈના પોતાનાં દલાલ મારફત સટ્ટામાં નાખ્યા હતા અને ભાગ્ય યોગે, નસીબ સીધાં ઊતર્યાં એટલે તેમાં પણ તેમને ફાયદો થયો.

સિલ્લુમાંને આ ગમતું ન હતું. તેમણે કહ્યું હતું, “ફરામ

મારું કે'વું માનની સટ્ટાબટ્ટામાં પૈસા કાંય નાખે છ ?" પણ ફરામજી કોઇનું કહેવું માને તેમ ન હતા અને જ્યારે ફાયદો થયો ત્યારે બોલ્યા–

"લે જો સિલ્લુ ! ફાયડો થીયો કે નહીં."

"ભલે થીયો." પત્ની બોલ્યાં હતાં "પન આય પૈસા હરામના છે."

"મરેરે ! એવું બોલટી ના." તેમણે કહ્યું હતું. અને આ પ્રસંગ આટલેથી જ અટક્યો હતો.

પત્ની પૈસાની બાબતમાં વધારે માથું મારવા માગતાં ન હતાં.

જ્યારે પતિ દરાના જંગલોમાં કામ ઉપર જતા, ત્યારે દિવસમાં ચાર કલાક, સવારમાં તેઓ 'ડાડા હોરમજદ'ની ગાથાઓ બોલ્યા કરતાં અને પોતાનો વખત 'ભનવા'માં ગાળતાં. અહુર મઝદાની એક છબિ તેમના ટેબલ ઉપર પડી રહેતી. તેને પુષ્પો ચડાવતાં, તેની પાસે ધૂપ કરતાં, ઘીનો દીવો બાળતાં અને સ્નાનાદિ ક્રિયામાંથી નિવૃત્ત થઈ, કસ્તી કરી, પોતાની 'એવેસ્ટા'ની ચોપડી લઈ તેઓ તેમાંથી પોતાના દેવોની સ્તુતિ 'ભન્યા' કરતાં.

આ એમનું 'ભનવું' કેટલાય કલાક ચાલ્યા કરતું અને આ તેમની પૂજા જોઈ રાધુ આશ્ચર્ય પામતી.

"બાપરે ! "કેટલા કલાક સુધી 'ભનવાનું' ચાલે છે." તે હરજીને કહેતી.

"પોતાના 'રામજી'ને યાદ કરે છે. સાંરૂ છે ને." સીધો સાદો જવાબ હરજી આપતો."

"આપણે તો ભગવાનને યાદ પણ નથી કરતાં." રાધુ બોલી ઊઠતી.

"એમ હોય ! હું તો રાતને વખતે સૂતાં પહેલાં રામજીનું નામ લઇનેજ સૂવ છું."

અને ત્યાર પછી ગામમાંથી તુળસીની માળા ખરીદી, હરજી

રોજ રાતના સૂતી વખતે ક્યાંય સુધી માળા ફેરવ્યા કરતો. આ જોઈ રાધુને ગમ્મત આવતી.

પોતાની પથારીમાં પડી પડી રાધુ કહેતી—

"શું ચાલે છે, હરજી?"

"ભનું છું." હરજી સિલ્લુમાઈની ભાષાનું અનુકરણ કરતો બોલતો.

"શું ભણે છે?" રાધુ કહેતી "તને ભણતાં આવડે છે?"

"કેમ નહીં આવડે? જો નમ શેવાય–નમ શેવાય–અને રઘુપતિ રાજારામ–એ બધુંય માળામાં જપું છું તો!"

"એમ?" રાધુ હસતી હસતી કહેતી.

"હસે છે શું? ભગવાનનું નામ તો લેતી નથી–પાપી નહીં તો અને મને હસે છે" સહેજ ચિડાઈને હરજી કહેતો.

"'ભન ભન' ખીજ માં. 'ભગવાન'નું નામ લેતાં ખીજ ચઢાવીશ તો ફળ નહીં મળે." રાધુ કહેતી અને ગોદડું માથા સુધી ઓઢીને સૂઈ જતી.

અને આ બાજુ હરજી વધારે વેગથી પોતાના શરીરને હલાવતો હલાવતો 'હરે, રામ! હરે રામ!"ની ધૂન જગાવતો.

રાધુ આ સાંભળતી અને તેને અત્યંત આનંદ આવતો. બાળપણમાં ગામડામાં સાંભળેલી રામાયણની કથા તેને યાદ આવતી અને જંગલમાં જતાં રામ, સીતા અને લક્ષ્મણની મૂર્તિ તેની આંખો સામે નાચ્યા કરતી. અને નદીનાળાં, જંગલ અને પહાડ ખૂંદતાં ખૂંદતાં આગળ વધતા રામ અને લક્ષ્મણ, અને મંદગતિએ ચાલતી સીતા તેને ક્યાંય સુધી દેખાયા કરતાં અને એ વિચારોમાં અને વિચારોમાં હરે રામ હરે રામ"ની ધૂન સાંભળતી તે નિદ્રાવશ થઈ જતી.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. ફરામજી હજી આવ્યા ન હતા. તેઓ કામ ઉપર દરાના જંગલોમાંજ, પોતાના

તંબૂમાં રહેતા હતા. સંધ્યા થવા પહેલાં દાકતરબાબુનાં પત્ની, શાંતિ, અને નવીન પોતાનાં 'કાકીજી'ને મળવા આવ્યાં હતાં.

"સાહેબજી, કાકીજી" અંદર દોડી આવી શાંતિએ ફરામજીનાં પત્ની સિલ્લુમાઈને હાથ જોડતાં કહ્યું.

"સાહેબજી, માય સાહેબ! આવો માય, આવો."

દાકતર–પત્નીનું સ્વાગત કરતાં તેઓ બોલ્યાં.

"સાહેબજી" દાકતર બાબુનાં પત્ની બોલ્યાં, "કેમ છોજી?"

"સારી કની. આવોની" અને પાસેના મુઢ્ઢા ઉપર દાકતર બાબુનાં પત્નીને બેસાડી તેઓ પણ બેઠાં અને પછી નવીનને પોતાના ખોળામાં બેસાડી રમાડવા લાગ્યાં.

"કેમ હમનાં હમનાં આવતો બી નહી?" સિલ્લુ કાકીએ કહ્યું.

"કાકીજી" શાંતિએ જવાબ આપ્યો. પરીક્ષાને અંગે વખત નથી મળતો" શાંતિએ પોતાની તથા પોતાના ભાઈની મહત્તા પ્રદાશત કરવા કહ્યું, અને પછી કાકીજી પાસે આવી ઊભી રહી.

શાંતિના વદન ઉપરથી કાકીજી કળી ગયાં.

"આવ માય, આવ. એક ગાયન સંભળાવની જોઉં."

"નહીં જી" મોઢું બગાડી શાંતિ બોલી.

"મારી ડીકરી ડાહી છેની. ગાવ જોઉં."

"શું ગાઉં?"

"પેલું ગાની માય..."

"'ગંગા કિનારે' ગા," નવીને કહ્યું.

"ગાઉં?" માતા સામે જોઈ શાંતિ બોલી.

"ગા." માતાએ કહ્યું.

અને પછી શાંતિ ગાવા લાગી અને નવીન પોતાના મુખ વડે તબલાં વગાડવા લાગ્યો.

"વાહ! શાબાશ! ઈનામ આપું કે માય?"

માતા સામે દૃષ્ટિ કરી શાંતિ બોલી "નહીં જી..."

" રાધુ. "

" જી. "

" કબાટમાંથી પીપરમીટનો ડબ્બો લાવજે ની માય. "

" લાવીજી. "

પીપરમીટનું નામ સાંભળી બન્ને બાળકોનાં હૃદય થનગનથનગન નાચી ઊઠ્યાં.

આ જ સમયે દાક્તરબાબુની વિશાળ કાયા અંદર આવી.

" કેમ ભાભી ? કેમ છો ? "

" સારી કની. આવોની. "

બાળકો પોતાની પીપરમીટ ગજવામાં મૂકી પિતાને આવતાં જોઈ આમથી તેમ છટકવાનો પ્રયાસ કરવા લાગ્યાં.

" ફરવા જવું છે ? " કાકીએ પૂછ્યું.

" હાજી. " બાળકો તો બહાર ફરવા જવા તૈયાર હતાં.

" રાધુ. "

" જી. "

" ખેતરોમાં ફરવા લઈ જાતો બાળકોને "

" જી, "

અને બન્ને બાળકો રાધુ સાથે ફરવા નીકળી પડયાં.

આ બાજુ દાક્તર બાબુ વાતે વળગ્યા.

" ફાયદો સારો થયો નહીં " દાક્તર બાબુએ પૂછ્યું.

" હાજી, પન એ મને ગમતું નથી. "

" પૈસા તો હાથનો મેલ છે, હાથનો મેલ. આવે ને જાય, ભાભી ! "

" ખરું. "

" આમ તમે કેમ મૂંગા મૂંગા બેસી રીયાછ " કાકીજીએ દાક્તર-પત્ની તરફ ફરતાં કહ્યું. દાક્તરપત્નીની અત્યંત ઠીંગણી કદની

ચી હતાં, ત્યારે દાક્તરસાહેબ પડછંદ બાંધાના છ ફીટ લાંબા હતા.

"એ તો મારી ઢીંગલી છે, ઢીંગલી." દાક્તરે હસતાં હસતાં કહ્યું. 'કેટલાક લોકો તો તેને મારી બૈરી ગણવાને બદલે, બીજું કંઈ જ ગણી નાખે છે." અને તેમ કહી દાક્તર હસવા લાગ્યા.

"દાક્તર."

"જી."

"આજે પૂનમ છે. અહીં જ કાંઈ નથી—ભોનું કરો."

"ભાભી—આમ જુઓની. મને તો કંઈ વાંધો નથી—માત્ર બીબી સાહેબના હુકમની રાહ..."

"એમ તમે ટેવનને શરમાવો નહીં."

"હું ક્યાં ના પાડું છું. મને શા માટે વચમાં નાખો છો?" પત્ની બોલ્યાં.

"હરજી!" દાક્તરબાબુએ હરજીને બોલાવી હુકમ કર્યો.

"જી." હરજી ઘોડીએ ચઢી આવ્યો અને સલામ કરી ઊભો રહ્યો.

"જા તો મહારાજને કે'જે કે બટાટાનું તરીદાર સાક અને ત્રિકોણિયાં પરોઠાં (ઢેબરાં) કરીને અહીં લઈ આવે."

"ભાભી, તમારા ઘરનું પેલું મુંબઈવાળું અથાણું મને ખૂબ ભાવે છે."

અને પછી તો અલકમલકની વાતોએ વળગ્યા.

આ બાજુ ફરામજીના ખેતર પાસેના તળાવ પાસે તેઓ આવી લાગ્યાં. પશ્ચિમમાં સૂર્ય ડૂબવાની તૈયારીમાં હતો. વિવિધ રંગો આકાશમાં ખીલ્યા હતા.

"જોજો." નવીન બોલ્યો.

"શું?"

"પેલાં વાદળાં કેવાં સરસ લાગે છે?"

શાંતિ એ દૃશ્ય જોઈ ચકિત થઈ ગઈ. કેટલા રંગો આકાશમાં ખીલ્યા હતા? સોનેરી, ગુલાબી, નારંગી...ઓહ! અને તળાવનાં પાણી કેવાં રક્તવર્ણાં થવા લાગ્યાં હતાં?

"અને લાલ લાલ કમળ."

"બિડાવા મંડ્યાં છે!"

"હા. સૂર્ય ડૂબશે એટલે તેઓ બધાં બંધ થઈ જશે."

"હેં—હેં રાધુ..." રાધુનો પાલવ પકડી નવીન બોલ્યો.

"શું?"

રાધુને નવીન બહુ જ વહાલો લાગતો હતો. તેની મીઠી મીઠી બોલી તેને કેટલી ગમતી હતી?

"આ...આ...રાતાં કમળ કેમ બિડાય છે?"

"એ દિવસનાં કમળ. સૂર્ય ઊગે એટલે તે પણ ખીલે: સૂર્ય આથમે એટલે એ પણ ઊંઘી જાય."

"હેં? એવું?" આશ્ચર્ય પામી નવીન બોલવા લાગ્યો.

"હા. એટલીય ખબર નથી" શાંતિ બોલી ઊઠી.

"ના." મોઢું ચઢાવી નવીન બોલ્યો. પછી રાધુનો હાથ પકડી કહેવા લાગ્યો.

"હેં રાધુ..."

"શું?"

"મને એક કમળ..."

"આપું છું."

"મને પણ એક, રાધુ."

"ભલે."

રાધુએ અર્ધવિકસિત કમળો તોડી બન્ને બાળકોને આપ્યાં.

"કેવાં મઝાનાં છે?" આનંદથી નાચતો નવીન બોલી ઊઠ્યો.

"ચાલો વાડીમાં જઈએ." રાધુ બોલી.

"આ વાડી તમારી નહીં ?" રાધુ પાસે ચાલતો ચાલતો નવીન બોલ્યો.

"હા, ના...ફરામજી શેઠની." રાધુ પોતાની 'હા'ને સુધારતી બોલી.

"શું છે આમાં ?"

"હં, ઘઉં."

"ઘઉં ?"

"હા."

"એ-એ શાંતિ...ઘઉંની વાડી કેવી મઝાની છે ? હવામાં ઘઉં ડોલે છે તે તો જો."

"જોયું."

વાડમાં જ્યાંત્યાં કાણાં હતાં. બેચાર ભૂંડો વાડીમાં ઘૂસી પાકને બગાડતાં હતાં. અંદર ઘૂસતાં જ માળી સલામ કરી ઊભો થયો અને પોતાની તમાકુની ચલમ એક બાજુ મૂકી દીધી.

"રામરામ-બાઇસા'બ-રામરામ, ભાયાસા'બ."

"આમ રખેવાળી કરો છો કે ?" રાધુએ કહ્યું: "કેટલી વાર તમોને કહ્યું છે કે વાડ સુધારી લો. ભૂંડ નુકશાન કરે છે પણ તમને ક્યાં પડી છે ? જાઓ, પેલાં ભૂંડોને કાઢો અને આજ ને આજ-હમણાં ને હમણાં-વાડ સુધારો."

"પણ કાંટા આવે તો કરીએ ને." માળી બોલ્યો.

"તો વાડ માટે કાંટા મગાવી કેમ નથી રાખ્યા ?

"કેટલી ય વાર કહ્યું. કોઈ સાંભળે ત્યારે ને !"

"સાંભળે ત્યારે ને..." રાધુ બોલી. "તમારે શી પડી છે ? ભલે ને નુકશાન થાય ?...અને જો, પોંખ તૈયાર કર."

પોંખનું નામ સાંભળી બન્ને બાળકોએ એકબીજા સામી અર્થસૂચક દૃષ્ટિ કરી.

ફરામજીનાં બેત્રણ ખેતરો હતાં. માળીઓ રાખી ખેતરો તૈયાર



૧૦

કરવામાં આવ્યાં હતાં.

ચારે કોર લીલાછમ ઘઉં ઊગ્યા હતા.

"આ શું છે?" શાંતિએ પૂછ્યું.

"આ ચાર થૂણી છે ને...તેના ઉપર આ ખાખરાનાં પત્તાંથી જે ઘર જેવું બનાવ્યું છે ને તેને 'ટોપો' કહેવાય. તેમાં માળી રાતના રહે અને રાત આખી રખેવાળી કરે.

"રાત આખી?" નવીને પૂછ્યું.

"હા."

"અહા-હા...અહીં રહેવાની કેવી મઝા પડે, હેં શાંતિ...અહીં રહેવાની મઝા પડે ને ભાઈ!"

"પડેસ્તો."

"અને ભૂખ લાગે ત્યારે પોંખ ખાવાની."

"ને ઘી ને સાકર હોય ને તો તો...મા શું કેતાં'તાં પેલું...હા...જાદરિયું ખાવાની કેવી મઝા પડે."

"એ ને હું તો મોટો થઈશ ને શાંતિ-ત્યારે આવા ખેતરમાં જ રહીશ. એક બંગલો બંધાવીશ..."

માળીએ ધૂણીમાંથી આગ ચેતાવી પોંખ તૈયાર કરવાનું શરુ કરી દીધું હતું.

બન્ને બાળકો આ ક્રિયા જોઇ રહ્યાં. ટાઢ પડવા લાગી હતી. આકાશમાં ચંદ્ર-પૂર્ણિમાનો ચંદ્ર ખીલી નીકળ્યો હતો. બન્ને બાળકો આ જોઈ આનંદની પરાકાષ્ઠાએ પહોંચી ગયાં. પોંખ ખાવાની તૈયારી કરતાં હતાં ત્યાં તો ફ્રામજીના બળદોના ગળાની ઘંટડીઓ ખણખણવા લાગી.

"શેઠજી!" માળી ઊભો થઇ ગયો.

"કોન છે અંદર?"

"જી...અમે જ" બન્ને બાળકો બોલી ઊઠયાં.

"ઓહ! શાંતિ ડીકરી કે–નવીન–મારો બૂચો...પોંખ ખાઓ છો કે ડીકરી?"

"હાજી."

"માલી."

"જી."

"ટુમ બોટ ખરાબ આડમી. ભૂંડ અંડર ઘૂસતા, ખબર નહીં રખતા."

"જી બાબુજી..." માળી બોલ્યો.

"નાલાયક."

"ચાલો, ચાલો. ડીકરા–ગાડીમાં જ ઘેર જઈએ."

બન્ને બાળકો ફરામજીની આંગળી પકડી, બીજા હાથથી પોંખ ખાતા વાડી બહાર આવ્યા.

ગાડીમાં બેઠા.

"ચાલ રાધુ–માય હું બી બેસી જા." શેઠજીએ રાધુને કહ્યું.

ફરામજીના આ 'માય' શબ્દથી રાધુનું મન આનંદથી પરિપ્લાવિત થઈ ગયું. તે ગદ્દગદ થઈ ગઈ.

બળદો રસ્તા ઉપર દોડવા લાગ્યા.

"આ તળાવ આવ્યું. હે! હે!! બીજાં કમળો ખીલ્યાં."

"'કુમડ...કુમડ કહેવાય ટેમને." શેઠ બોલ્યા.

પછી બન્ને બાળકો મૂંગાં મૂંગાં આસપાસનું દૃશ્ય જોતાં રહ્યાં...રસ્તામાં રાધુએ કહ્યું:

"ખેતરોમાં ઘણો બગાડ થાય છે. છીંડાં દેવાયાં નથી. માળી ધ્યાન રાખતા નથી. પડખેનાં બન્ને ખેતરોની એક જ વાડ કરી હું અને હરજી રાતના રખેવાળી કરીએ તો? ત્રીજા ખેતરમાં માળી છો રહ્યા.

"મજેનું–ઘનું મજેનું, ડીકરી."

એ ગામડું આવ્યું...ઘરોનાં છાપરાંમાંથી નીકળતો ધૂમાડો આકાશે જાય છે. ચાંદની ચારે કોર ખીલેલી છે. ગામનાં લીમડાનાં ઝાડો પવને ડોલે છે!

એ ફરામજીનું ઘર આવ્યું!

અંદર પ્રવેશતાં જ ફરામજી શેઠ બોલ્યાઃ

"ઓહોહો! ડાકટર કે?"

"સાહેબજી, સાહેબ ફરામજીભાઈ!"

"સાહેબજી માય, સાહેબજી ડાકટર!" તેઓએ હાથ જોડી બધાનું સ્વાગત કર્યું.

"ફરામ! ટું આવ્યો ટે ઘનું મજેનું ઠીયું. ડાકટર અહીં જ ભોનું કરવાના છે."

"વાહવાહ! ઘનું મજેનું! શું બનાવ્યું છ."

"આય દાક્તરે તારે માટે ઘનું મજેનું પટેટાનું સાક બનાવીને મગાવ્યું છ ની."

"એમ કે? તરીદાર સાક હોસે. એ વેજીટેબલ મને ઘનું જ ભાવે જ ની."

"અને ત્રિકોનિયા પાંઉ બી આયા છ ની."

"એમ, એમ. વાહ, ડાકટર, થેંક્સ."

"અને ટારે માટે મચ્છી બી તલી છ ના."

"એમ, પન તને કાંથી ખબર કે હું–ટારો માટીડો આવવાનો છ."

"એ ટો ડાડા હોરમઝદે મને ખબર મોકલેલી!"

"ડાકટર! મારી બૈરીને ડાડા હોરમઝદ બી ખબર આપટા રહે છ, હં. હા. જેવી ટેવી બૈરી ની સમજટો એને, હં." હસતાં હસતાં તેઓ બોલ્યા.

"રાધુ."

"જી."

"લે ડીકરી, જલડી જલડી ટેબલ લઇ આવ, ડીકરી."

"જી."

જ્યાં લીમડાની છાયા નો'તી પડતી ત્યાં શ્વેત ચાંદની પથરાયેલી હતી.

ત્રણ ટેબલ ઉપર સફેદ ટેબલકલોથ પાથરવામાં આવ્યાં અને તેમની સામે ફુરસીઓ.

દાક્તર-પત્ની એક શેતરંજી ઉપર જ જમીન ઉપર બેઠાં. તેમને ટેબલકુરસીઓ ઉપર જમવાનું ફાવે તેમ ન હતું.

હાથપગ ધોઈ કરતીકરી જ્યારે ફરામજી આંગણામાં આવ્યા ત્યારે તેમના હાથમાં એક સુંદર કાગળની દાબડી હતી.

"માય!" દાક્તર-પત્ની તરફ આવી ફરામજી બોલ્યા.

"જી." પત્નીએ ઊભા થઇ કહ્યું.

"આય-નાની રડી...આય માય, આ ટમારે માટે લાવી છ."

અને દાબડીમાંથી એક સોનાની ચેન કાઢી દાક્તર-પત્નીના હાથમાં મૂકી ફરામજી ચાલવા લાગ્યા.

"આ શું? નહીં, નહીં...એમ નહીં ચાલે." પત્નીએ કહ્યું.

દાકતર આ બધું જોતા હતા.

"ફરામજીભાઇ આ શું? આ નહીં ચાલે...એમ તે કંઇ હોય!"

"ડાકટર! ટારે બોલવાનું નહી સમજ્યો. મારી અને મારી બેનની વચ્ચે આવવાનો ટને હક્ક કોને આપીયોચ-બોલ જોઉં."

"ખરી વાટ ડાકટર, ટમો કંઇ બોલટા નહીં." ફરામજીનાં પત્નીએ ઉમેર્યું.

"એટલે?"

"બસ ડાકટર-હું છેરાઇ પરીસ, હં-મારો ગુસ્સો ટું જાને છ. આય ટમે પહેરી લેવ."

બસ વાત આટલેથી જ અટકી. કોઇ કંઇ બોલી શકયું નહીં.

દાક્તર–પત્નીને ફરામજીના સ્નેહના આભૂષણને પહેરવા સિવાય છુટકો ન હતો. સ્નેહથી તેમનું અંતર ભરાઇ ગયું. તેઓ ગદ્‌ગદ થઇ ગયાં અને એ આભૂષણ તેમણે ગળામાં પહેરી લીધું.

"વાહ કેવી મઝેની લાગે છે." દાક્તરે હસતાં હસતાં કહ્યું.

"વાહ માય! વાહ! ઘનું મઝેનું લાગે છ. પહેરી રાખો."

પછી બધા જમવા બેઠાં. દાક્તરબાબુએ ફરામજીના ઘરનું અથાણું એટલું ખાધું કે રાધુ આશ્ચર્યચકિત થઇ ગઇ. આઠથી દસ વાર તેને અથાણાની બરણી ખોલી અથાણું કાઢવું પડયું. સિલ્લુ ભાભી આગ્રહ કરી કરીને અથાણું પિરસાવતાં ગયાં.

"મચ્છી આપું કે દાકતર!" હસતાં હસતાં ભાભીએ પૂછ્યું.

"મચ્છી તો મને ઘણી ભાવે, ભાભી–પણ એવન–મારાં ધર્મ-પત્ની–મને બીજે જ દિવસે ઘરમાંથી કાઢી મૂકે એ બીકે નથી લેતો; નહીં તો આ તમારી બધી ય મચ્છી હું એકલો જ..."

"મને શા માટે બદનામ કરો છો. ખાવી હોય તો ખાઓ ને." પત્નીએ કહ્યું.

"ના રે મારા ભાઇ! મારા ભોગ લાગ્યા છે. મને તારા હાથ..."

"ખોટું ખોટું બોલશો નહીં." પત્નીએ કહ્યું.

બન્ને બાળકો આજે આનંદમાં હતાં.

આ કાકીનું અથાણું ગજબનું હતું. બન્ને બાળકો પરોઠા અને અથાણું જ ચઢાવતાં હતાં. માતા વારંવાર કહેતી: "લૂખું લૂખું ખાઓમા." તો પણ તેઓ એ વાત સાંભળવા તૈયાર ન હતાં. કાકીજીના સાન્નિધ્યમાં તેમને કોઇ વઢે તેમ ન હતું અને તેથી તેઓ સ્વચ્છન્દે જે ભાવતું હતું તે લહેરથી ઉડાવતાં હતાં. મનમાં વિચારતાં હતાં: રોજ આવી પૂનમની રાત હોય, રોજ આમ કાકીજીને ઘેર ખાવાનું હોય તો કેવી મઝા પડે!

"કેમ ભાવે છે ને?" કાકીજીએ બાળકોને પૂછ્યું.

"હાજી."

"રાધુ, અથાનું આપની. આમ શું ઊભી છે. બાલકો જ નહીં ખાય તો કોન ખાસે."

અને જ્યારે અથાણું આપવામાં આવ્યું ત્યારે બન્ને બાળકો તે લેવા છાનાંમાનાં આપસમાં લડવા લાગ્યાં; પણ દાકતરબાબુની દૃષ્ટિ પડતાં જ બન્ને બાળકો ડાહ્યાંડમરાં થઇ નીચું મોઢું કરીને જમવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયાં.

જમ્યા પછી દાકતરબાબુએ સિતાર હાથમાં લીધો અને લીમડાના ઝાડ નીચે, ચોતરા ઉપર શેતરંજી પાથરીને બેઠા.

ચોતરા ઉપર શેતરંજી પાથરી તેના ઉપર સફેદ ચાદર પાથરવામાં આવી હતી. બધા લોકો તેના ઉપર બેસી ગયા અને દાકતરપત્નીના સુરીલા કંઠમાંથી નીકળતા સંગીતનું પાન કરવા લાગ્યા.

"ઘનું મજેનું ગાઓ છ માય." ભાવાવેશમાં આવી ફરામજી બોલ્યા. "આવું મઝેનું ગાયન મેં કાંય સાંભલ્યું નથી."

થોડી વારના મૌન—દાકતર એક ગત્ સતાર ઉપર વગાડવા લાગ્યા.

"ભાભી, હવે તમે ગાઓ." દાકતરે કહ્યું.

"મરેરે! હું ગાવસ ટો ગધેરાં બી મારાં બલાં બલીને મરી જશે તો."

અને આ સાંભળી ફરામજી જોરથી હસી પડ્યા.

"હા ડાકટર એવનનું સંગીટ ઘનું મજેનું છે, હું!"

"હા."

"મરેરે! મશકરી કરેછ, ફરામ."

"નહીં, નહીં. એમ હોય!" ફરામજી બોલ્યા.

મૌન છાઈ રહે છે.

"માય! ટમે પેલું ગાઓની..."

"શું...પેલું...?"

" હરિકે ભજન બીના કૈસે તરોંગે."

દાકતર-પત્નીએ તે ગાયન ઉપાડયું .

જાડા ફરામજી ગાયન સાંભળતાં ડોલવા લાગ્યા. જ્યારે ભજન પૂરું થયું ત્યારે, પોતાના ગાલ ઉપર બેચાર થપાટ જમાવી બોલ્યા:

" ખોડાય-ખોડાય! આવી ભકટી મનમાં પેડા કરજે, મારા ખુદાય!"

મોડી રાત્રે જ્યારે સભા વિસર્જન થઈ ત્યારે બધાનાં મન અત્યંત પ્રફુલ્લિત હતાં.

" સાહેબજી! સાહેબજી!" કહી બધાં વિખૂટાં પડયાં ત્યારે અર્ધી રાત વીતી ચૂકી હતી અને ચંદ્ર મધ્યઆકાશે બિરાજ્યો હતો. બન્ને બાળકો એટલા ઉપરજ ઊંઘી ગયાં હતાં.

ભૂતનાથે બબડતાં બબડતાં, ઊંઘતાં ઊંઘતાં ગાડી જોડી અને દાકતરબાબુના કુટુંબને લઇ દવાખાના તરફ ગાડી હંકારી મૂકી.



[ ૧૧ ]

**કામ** ઉપર જવાને દિવસે ફરામજીએ બૂમ પાડી.

" સિલ્લુ. "

" કાંય ફરામ–શું છ ? " કરતાંક પત્ની રસોડામાંથી આવ્યાં.

રસોડાનું કામ હવે તેઓ રાઘુ પાસેથી શીખી ગયાં હતાં એટલે રાઘુની થોડીઘણી મદદ લઈ રસોઈનું કામ હવે તેઓ જ કરતાં હતાં.

" હવે થોરા જ દિવસોમાં કન્ટ્રાકટનું કામ પૂરું થશે. ખેતરોમાં કામ ઠીક ચાલતું નથી. આજથી જ રાઘુ ને હરજીને ખેતરોમાં ચોકીનું કામ આપવામાં કંઈ વાંઢો છ. "

" ના ખાસ ટો નહીં; પન અહીં સૂવા..."

" એ ટો ભૂટનાઠને કહેવસ. આજ સાંજ સુઢીમાં જ ટેને મોકલી દેવસ. એટલે તે સૂશે, પછી ? "

" પછી કંઈ નહીં. ભલે હરજી ને રાઘુ જાય. "

" મઝેનું. "

અને પછી પત્નીને 'કાટી' (આલિંગન) કરી એક ચુંબન આપી પતિદેવ ગાડીમાં બિરાજ્યા.

"ભૂટનાઠ."

"જી."

"સાંજના બીજા ગારામાં તું અહીં આવી જજે ને રાટના ટારે અહીં જ સૂવાનું."

"જી."

અને પછી ગાડીને લઇ, પોતાના ઘૂઘરા બજાવતાં બળદો ઊપડી ગયા.

અંદર આવી પત્નીએ ડાડા હોરમઝદને પતિની શુભ યાત્રા માટે પ્રાર્થના કરી અને હરજીને બોલાવી, આજે રાતથી રાહુ અને તેને ખેતરમાં રખેવાળી કરવા જવાનું છે, તે સૂચના આપી દીધી; અને પછી રસોડામાં જઈ પોતાનું કાર્ય કરવા લાગ્યાં.

હરજી આજે ઉત્સાહમાં હતો. વખત મળતાં જ તે ઘોડીએ ચઢીને ખેતરે પહોંચ્યો. માળીને ચલમ ફૂંકતો જોઇ હરજી ગરજી ઊઠયો:

"બસ, આખો દી ચલમ ફૂંકવા સિવાય બીજો ધંધો છે કે નહીં?"

"હજૂર." એકાએક ઊભો થઈ માળી બોલ્યો.

"હજૂર ગયા ચૂલામાં. તેં વાડ પૂરી કરી કે નહીં-છીંડાં પૂર્યાં કે નહીં?"

"પણ સા'બ!"

"સા'બ ને બાબ, સીધો સીધો જવાબ આપ ને."

"હજી માલક, કાંટા આવ્યા નથી. હું શું કરું?"

"હું શું કરું એટલે? પસા હરામના ખાય છે."

"હરામના ખાય એ બીજા, હા." જરા ક્રોધમાં માળી બોલી ઊઠયો.

હરજી સમજી ગયો "હરામ" શબ્દ અહીંના લોકોને છાતી સરસો ઊતરી જાય છે. જરા નરમ પડી તે બોલ્યો.

"જો બીજા માળીને કહી ગાડું કરી આજ ને આજ છીંડાં પૂરવાં જ જોઇએ. બેત્રણ ગાડી કરી બન્ને ખેતરોની વાડ એક જ કરી નાખવાની છે."

"પણ પેલો માળી મારું કે'વું માનતો નથી ને. બાપા તમે જ તેને કહી આવો ને.

"હું તારો નોકર છું?"

"સા'બ–નોકરની વાત નથી. મારું કે'વું માને નહીં. પછી હું શું કરું?"

"મારું કહેવું માને નહીં" ચાળા પાડતો હરજી બોલ્યો અને ખેતરનું અવલોકન કરવા લાગ્યો. "જો જો, પેલી બાજુ ભૂંડોએ કેટલું નુકશાન કરી નાખ્યું છે." અને પછી સ્વગત બોલ્યોઃ "મારા બેટા પગાર તો પૂરતો લે છે, પણ કામ કરવામાં તો જાણે મોત આવે છે."

આ બધું માળી સાંભળતો હતો.

"એ મોત આવે એ બીજાનાં, અહીં તો કામ કરીએ છીએ ને બે ટંક ખાવાનું મેળવીએ છીએ." અને પછી ક્રોધમાં બબડવા લાગ્યો.

હરજી બીજી વાડીમાં આવી લાગ્યો.

"અલ્યા એ!" બીજા માળીને સંબોધી તે બોલ્યો.

"સરકાર!"

"સરકાર." હરજી બોલ્યોઃ "સરકાર–આજથી આ બન્ને વાડીઓની ચોકી હું જ કરવાનો છું. અલ્યા એ સાંભળી લે મારી વાત."

"બાપુ!"

"બાપુ પછી–આજ ને આજ હમણાં ને હમણાં બેત્રણ

ગાડાં કરી–કાંટા મગાવી, બન્ને વાડીઓની વાડ એક જ કરી નાખવાની છે. આજ રાતથી તારે શેઠજીને ઘેર જ ચોકી કરવાની છે. આટલા બધા નોકરો ને ફાયદો કંઈ જ નહીં !"

"હજૂર, થઇ જશે."

"સાંજ સુધીમાં કામ પૂરું થવું જ જોઇએ, સમજ્યો કે ?"

"સમજ્યો, બાપા."

"જો ભૂલ ન થાય."

"ભૂલ થાય તો કાન પકડજો, બાપુ."

પછી પહેલી વાડીમાં આવી માળીને કહ્યું:

"અલ્યા, રાતથી તારે ત્રીજી વાડીમાં સૂવાનું છે અને ત્રીજા માળીની સાથે જ ચોકી કરવાની છે.

"એ નહીં બને" માળી બોલ્યો.

"શું બોલ્યો ? હેં શું...બોલ્યો ?" હરજી ક્રોધથી કાંપતો બોલ્યો. તેને સ્વપ્નામાં ય ખ્યાલ નહીં કે માળી આમ તેની સામે બોલવાની ધૃષ્ટતા કરશે.

"શેઠસા'બના હુકમ વિના..."

"હવે બેસ, બેસ, શેઠવાળી. હું કહું છું તેમ કરવાનું છે."

"પણ......"

"પણ ને બણ. નોકરી કરવી હોય તો મારા કહેવા પ્રમાણે કરવું પડશે; નહી તો તું તારે ચાલતો થા."

"પણ સાહેબ." માળી નરમ પડતો લાગ્યો. આ હરજી જે અર્ધ ક્રોધ અને અર્ધ ડરતો ડરતો બોલતો હતો તે તેના ઉપર સવાર થઈ ગયો અને બોલ્યો:

"જો તને સાફસાફ સંભળાવી દીધું. સાડીસત્તર વાર નોકરી કરવાની ગરજ હોય તો હું કહું તેમ કરવું પડશે; નહીં તો આ રસ્તો સીધો પડ્યો છે. જ્યાં ફાવે ત્યાં ચાલ્યો જજે."

"પણ હું તેમ ક્યાં કહું..."

"ના, ના. તું એમ ક્યાં કહે છે–હું જ કહું છું–હું જ ખરાબ છું. હું જ બદમાસ છું. તું સાહુકારનો બેટો છે. મારા બેટા!"

"એ સા'બ મોઢું સંભાળીને..."

"મ...મો...મોઢું સંભાળીને..."

"હા..."

"મોઢું સંભાળીને તું બોલજે. તું કોની સામે બોલે છે...... એ......એય......માળી." તેણે પડખેની વાડીના માળીને બૂમ પાડી. આ એકાએક બૂમ પાડવાનાં બે કારણો હતાં. ક્રોધમાં ને ક્રોધમાં માળી પોતાના ટોપામાંથી દાતરડું ઉપાડતો હતો, એ જોઈ હરજીનાં તો જાણે પ્રાણ જ ઊડી ગયા. ન કરે નારાયણ ને......ત્યાં તો માળી દોડતો અંદર આવ્યો.

"શું છે બાપુ......"

"એ તો–એ તો હું કહી દઉં છું...હા...આ ને નોકરી ન કરવી હોય તો..."

"નોકરી શા માટે ન કરું, બાપુ. કરીશ ને..."

"તો...તો..." હવે હરજીનું મોઢું જોવા જેવું હતું. પોતાની સત્તા જમાવવા તે ગળું ફાડી ફાડીને બોલવા મથતો હતો. પણ ગળામાંથી નીકળતો સૂર એક નાના છોકરાના જેવો હતો. હરજી આ સમજતો હતો. તેણે ત્યાંથી નીકળી જવું એ જ સલામતીભર્યું માન્યું એટલે જતાં જતાં તેણે સંભળાવી દીધું...એ તો...એ તો... જો નોકરી કરવી હોય તો મેં કહ્યું તેમ જ..." અને વધારે શબ્દો તેના ગળામાંથી નીકળી શક્યા નહીં.

બીજો માળી હરજી સાથે સાથે જ બહાર આવ્યો. "જોજે સંભાળજે. આ માણસ હરામખોર છે. એને કહી દેજે કે નોકરી કરવી હોય તો ત્રીજી વાડીમાં જ કામ મળશે; નહીં તો ચાલ્યો જાય. તું

બહુ સારો માણસ...લે, લે, આ બીડી પી." શ્વાસ લેતો લેતો હરજી પોતાની સ્થિરતા મેળવતો ઊભો રહ્યો અને એક બીડી માગીને આપી કહ્યું.

"શેઠજીને કહી તારો પગાર વધારાવી દઇશ."

"આપની મહેર." માળી બોલ્યો.

"જરૂર, જરૂર, કેમ નહીં. શેઠજી તો હું કહું તેટલું જ કરે."

"ખરું બાપુ."

"તારો પગાર ન વધારાવી દઉં તો મારું નામ હરજી નહીં."

"દયા તમારી."

"અલ્યા એમાં દયા શી? ગરીબ લોકોનું ભલું કરવું એ તો માણસનો ધરમ!"

"બાપુ, તમારા જેવા ધરમાત્મા દુનિયામાં બધા થોડા જ થાય છે."

"અરે ત્યારે જ તો આ ધરતી રસાતાળ જઇ રહી છે." હરજીથી બોલાઇ ગયું. "લે લે, આ બીડીનું બંડલ–રાત આખી તમારે જાગવાનું રહે. લે..."

"પણ બાપુ."

"લે લે. ગભરા મા. એમાં શું? બધા જ ઈશ્વર પાસે સરખા. લે, આ બાકસ પણ રાખ. કંઇ નહીં. એમાં શું? મારે તો ઘણાં બાકસ પડયાં છે. લે, તું તારે મેં કહ્યું છે તે બધું કામ કરી નાખજે. સમજ્યો."

"જરૂર બાપુ. સાંજ સુધીમાં બધું જ કરી નાખું...પણ બાપુ મારો પગાર."

"આલ્યા એમાં પૂછે છ શું? આવતા મહિનાથી જ તારો પગાર બે રૂપિયા વધુ–પછી કંઇ? શેઠસા'બને કે'વાની જ વાર છે ને. હા."

પહેલો માળી વાડના એક ભાગમાંથી આ બધું જોતો હતો.

"લે, હું જાઉં છું."

"પધારો માલક."

"લે, તો જો; બધું સમજી ગયો ને ?"

"હા. બાપુ."

અને પછી જ્યારે હરજી ઘર તરફ ચાલતો થયો ત્યારે તે આનંદમાં હતો. માળી સાથેના ઝગડાને અંગે જે ક્રોધ, બીક અને માનહાનિ તેણે અનુભવી હતી તે બધું ચાલ્યું ગયું.

× × ×

બન્ને બાળકો નિશાળેથી આવી ઘર બહાર પછવાડેના ચોગાનમાં ગિલ્લીદંડા રમતાં હતાં. ગંગૂ પીપળાના ઝાડ નીચે બેઠો હતો અને બન્ને બાળકોની રમત જોતો હતો. દારુ ન પીવાનું વ્રત તેને ઘણું આકરૂં થઇ પડયું હતું. ઘણી ય વાર ગજ્જુએ આવીને કહ્યું હતું:

"ગમ્મત દેખાડું ?"

"શું ? શું ?" બન્ને બાળકો પૂછી ઊઠતાં.

"ગંગૂ...ગંગૂ...નાચે છે."

"હેં ? ચાલો ચાલો જોઇએ."

અને રાતના તેઓ નોકર સાથે ગંગૂનું નૃત્ય જોવા બહાર આવતાં.

ગંગૂ અર્ધઘેલછામાં, અર્ધભાનમાં "હરિ કે ગુન ગાઉં મેં..." કરતોક નાચતો દેખાતો. ધીરે ધીરે તે તંબૂરો મૂકી 'થઇ થઇ' કરી નાચવા લાગતો અને પછી ચકરી ખાઈ ધરતી ઉપર ઢળી પડતો. આ જોઇ બન્ને બાળકો તાળી પાડીને નાચવા લાગતાં. ક્યાં ય સુધી ગંગૂ આમ પડ્યો રહેતો અને પછી ભાન આવતાં બબડતો:

"પ્રભુ! પ્રભુ!! હવે કોઇ દિવસ નહીં પીઉં. દારુ હરામ છે."

પણ બીજો દિવસ ઊગતો, સંધ્યા પડતી અને તેના પગો તેને હરજીની દુકાન તરફ લઈ જતા. અને હરજી બિચારો એટલો ભલો હતો કે તેને મફત દારુ આપતો હતો.

પણ જ્યારથી ઘરમાં ચોરી થઇ છે ત્યારથી ગંગૂએ દારૂ પીવાનું બંધ કર્યું હતું. કેટલા ય દિવસ તેને ગમ્યું નહીં. સાંજ થતાં તેના પગો તેને હરજીની દુકાન તરફ ઢસડી લઇ જવા પ્રયત્ન કરતા, પણ તે તો પીપળા નીચે બેઠો રહેતો અને પછી ઊંડી તળાવને કાંઠે ચાલ્યો જતો.

રમત પૂરી કરી બન્ને બાળકો ગંગૂ પાસે આવી બોલ્યાં: "કેમ ગંગૂ?"

"જી બાઈસા'બ." શાંતિને ઉદ્દેશી તેણે જવાબ આપ્યો.

"હવે દારૂ નથી પીતો?"

"ના, સા'બ."

"કેમ?"

"નથી ભાવતો."

"પહેલાં ભાવતો'તો?"

"હા."

"હવે કેમ નથી ભાવતો?"

"બસ."

"નહીં, સાચું કહે ને." નવીને તેનો સાફો પકડી કહ્યું. તેની પાઘડી તો લીરેલીરા હતી. તેમાં તે બીડીનાં ઠૂંઠાં ભરી રાખતો.

"સાચું."

"શું સાચું?"

"નથી ભાવતો."

"ખોટી વાત."

"દારૂ પીવો ખરાબ કહેવાય."

"પહેલાં કેમ પીતો'તો?"

"ખોટું કરતો'તો. બાઈસા'બ."

"હવે કેમ નથી કરતો."

"જ્યારે લાગે કે આ ખોટું છે, પછી તે ન કરાય બાપ."

"હેં ગંગૂ! તને પૈસા આપું તો પીએ?"

"ના."

"પણ પીએ તો મઝા આવે ને પછી તું નાચે ત્યારે જોવાની ખૂબ જ મઝા પડે."

"નાચ."

"હા."

"હવે દારુ પીધા વગર નાચું તો?"

"નાચીશ?"

"હા."

"ક્યારે?"

"આજે."

"રાતના?"

"હા."

"ચોક્કસ?"

"ચોક્કસ."

"શાંતિ! આજે જોઇશું તો..."

"ભલે."

પછી ગંગૂ ઊઠયો.

"ક્યાં જાય છે, ગંગૂ?"

"તળાવે."

"કેમ?"

"કમળ તોડવા."

"શા માટે કમળ તોડીશ?"

"અમસ્તાં જ તો, બાપુ."

"ના ખોટું. સાચું કહે ને?"

"કમળ તોડીને ભગવાનને ધરીશ."

"કયા ભગવાનને ?"

"ભગવાન તો બધા ય સરખા, બાપુ. રાધિકાજીના મંદિરે ધરીશ."

"તું ત્યાં રોજ જાય છે ?"

"રોજ."

"અમે ફરવા આવીએ ? તળાવે અમને લઇ જઇશ. અમને કમળ તોડી આપીશ ?"

"હા–અ...."

"ચાલો, માને પૂછી ફરવા જઇએ."

"મા–મા." બન્ને બાળકો દોડતાં દોડતાં અંદર ગયાં.

"શું છે ?"

"ફરવા જઇએ ?"

"ટાઢ પડે છે, નથી જવું."

"મા...અ ! આમ તે શું કરે છે ? ગરમ કોટ ને સ્વેટર પહેરીને જઇએ તો ?"

"જાઓ, ગજ્જુને સાથે લઇને."

"જી. હાજી." કરતાંક બન્ને બાળકોએ સ્વેટર ને કોટ પહેરી લીધાં અને બહાર આવી બોલ્યાંઃ

"ચાલ ગંગૂ–ગજ્જુ–ચાલ ફરવા."

"આયો બાઈસા'બ !" કરતોક ગજ્જુ–પોતાની ફાટેલી પાઘડી માથે વીંટતો હાથના ચાળા કરતો ચાલવા લાગ્યો.

ઠંડો પવન વાતો હતો. અને એના સ્પર્શે ગંગૂએ ધ્રુજારી અનુભવી.

"ટાઢ વાય છે ગંગૂ ?" નવીને પૂછ્યું.

"ના ભઈલા."

તેઓ આમલીવાળા મેદાનમાં આવી લાગ્યા. આમલીઓની

ઘટા કેટલી સુંદર લાગતી હતી? મેદાનની ચારે બાજુ વિશાળ આમલીઓનાં ઝૂંડ ઊગ્યાં હતાં.

"આમલી ખવાય?" નવીને પૂછ્યું.

"ખાટી—ન ખવાય." ગંગૂએ ગુંગા અવાજમાં કહ્યું. ગંગૂ નાકમાંથી જ બોલતો. બન્ને બાળકોને તેની બોલીમાં અનેરો આનંદ આવતો. ઠીંગણો માણસ, મોઢું વિચિત્ર, સાદ ગુંગો, આંખ ચૂંચી—આ ગંગૂને જોઈને જ હસવું આવતું; એટલે કોઈ પણ પ્રકારે તેની સાથે વાતો કરવી, તેને બોલાવી બોલાવી હસવું તે જ બન્ને બાળકોનો જાણે ઉદ્દેશ હોય તેમ આખે રસ્તે તેની સાથે વાતો કરતાં રહ્યાં અને ગંગૂ પણ પોતાની ગુંગી ભાષામાં—નાકમાંથી શબ્દો કાઢતો તેમને હસાવતો રહ્યો.

મેદાન પસાર કરી, ધૂળવાળા રસ્તાઓ ઉપર ચાલી તેઓ તળાવ પાસે આવી લાગ્યા. તળાવ પાસે પણ બે મોટી આમલીઓ આવેલી હતી. સરોવરમાં લાલ કમળો ખીલેલાં હતાં. હજી સંધ્યા થવાને વાર હતી.

"ગંગૂ!"

"જી. બાઇસા'બ."

"હવે કમળ તોડી આપ."

"તોડી આપું?"

"ના...ના. પહેલાં તું ગા."

"હા. હા. પહેલાં ગા." બન્ને બાળકો તાળી પાડી બોલી ઊઠયાં.

"અને નાચ પણ."

"નાચું?"

"હા. નાચ."

"ભલે."

અને પછી ગંગૂ–ઢીંગણો ગંગૂ ગાયન ગાવા લાગ્યો—

" અરે સબ વિધ સમજાયો—
રે–મૂને સબવિધ સમજાયો...

અને પછી તે નાચવા લાગ્યો. નાચતાં નાચતાં બેચાર કૂદડી ફરી ધમ કરતો તે પૃથ્વી ઉપર પડ્યો. બન્ને બાળકો જોરજોરથી હસવા લાગ્યાં.

" વાહ ગંગૂ, વાહ, ફરી વાર."

" બસ હવે, થાકી ગયો. "

" નહીં, નહીં. ફરી વાર નાચ..."

તેણે ગાયન શરુ કર્યું અને હાથના અભિનય વડે રાધિકાને મનાવવા લાગ્યો.

" મારો કહ્યો તું માને નાહીં
મારો કહ્યો તું માને નાહીં
બડી હઠીલી તું તો રાધિકા—
અરે સબવિધ સમજાયો. "

અને પછી પાછું નૃત્ય—અને ધમ્મ કરતોક તે પૃથ્વી ઉપર ઢળી પડ્યો.

" વાહ, વાહ—શાબાશ, શાબાશ." બન્ને બાળકો બોલી ઊઠ્યાં.

હવે કમળ તોડવાની વારી આવી.

" કમળ તોડી દે ને, ગંગૂ."

" ગંગૂ ઠંડા પાણીમાં ઘૂંટણ સુધી ઘૂસ્યો અને કમળ તોડવા લાગ્યો.

" સાપ ! સાપ ! ! ગંગૂ–પાછો આવ, પાછો."

" વાંધો નહીં. "

" અરે કરડશે...આવ ને..." નવીન રડી ઊઠ્યો.

"એ તો જળના સાપ, કરડે નહીં. કરડે તો વાંધો નહીં." ગંગૂ કમળો તોડીને બહાર આવ્યો. બાળકોને આપ્યાં.

"ચાલો વાડીમાં જઈએ."

ત્યાં તો હરજી અને રાધુ દેખાણાં.

"રાધુ...!" નવીન દોડતો દોડતો રાધુની સાડીનો પાલવ પકડી બોલ્યો.

"ફરવા આવ્યા'તા ?"

"હા."

"ચાલો વાડીમાં."

"ચાલો."

બધા વાડીમાં પહોંચ્યાં.

"શું છે આમાં ?" એક પોટલું જોઈને નવીને પૂછ્યું.

"ખાવાનું."

"ખાવાનું ?"

"હા."

"કેમ ?"

"ખાવા."

"અહીં ખાશો ?"

"હા."

"કેમ ?"

"રાતના અહીં જ રહેશું ?"

"કેમ ?"

"રખેવાળી કરવા."

"તમે રખેવાળી કરશો ?"

"હા."

"કેમ ?"

"એમ જ."

"એમ કેમ ?"

"આજથી અમે રખેવાળી કરવાના."

"માળી ક્યાં ગયો ? હેં રાધુ !" નવીને પૂછ્યું. શાંતિ આ બધું સાંભળતી હતી.

"માળી ધ્યાન નથી રાખતો. આજથી અમે જ અહીં સૂવાના."

"ટોપામાં સૂશો ?"

"હા."

"હરજી પણ અહીં રહેશે ?"

"હા."

"રાત આખી ?"

"હા."

"ડર નહીં લાગે ?"

"ના."

"રાત આખી જાગશો ?"

"હા."

"શું કરશો જાગીને ?"

"ભૂંડ કે કોઈ બીજું જનાવર આવશે તેને ભગાડશું ?"

"દોડાશે કેમ ?" હરજીના લંગડા પગો તરફ દૃષ્ટિ કરી નવીને આશ્ચર્ય અનુભવતાં પૂછ્યું.

"આ ગોફણ છે."

"હા !"

"તેનાથી મારીને હાંકી કાઢશું" હરજી બોલ્યો.

"હા..." તાળી દઈ નવીન બોલ્યો: "કેવી મઝા આવશે ?" અને પછી મૌન સેવ્યું.

"શાંતિ !" નવીન બોલ્યો.

"હું તો...હું પણ અહીં રાતના રહેવાનો છું."

"ગાંડો છે. અહીં રહેવાય?"

"કેમ ન રહેવાય?"

અને પછી મનમાં ને મનમાં વિચાર્યુંઃ બાપુ કોઈ દિવસ હા પાડે એવા નથી.

ઘડીભર બધા મૌન સેવે છે.

"રાઘુ."

"હં."

"શું ખાવાનું છે?"

"જાડા ઘઉંના રોટલા ને મેથી–પાલકનું શાક."

"મેથી–પાલકનું?"

"હા."

નવીને મનમાં કહ્યું "મા તો મેથી–પાલકનું શાકેય કરતી નથી."

હરજીએ ધૂણી સળગાવી દીધી. ટાઢ પડવા માંડી હતી. સૂર્ય ડૂબવાની તૈયારીમાં હતો.

"ચાલો ભાયાજી. મોડું થાય છે હવે." ગજાજીએ કહ્યું.

"હજી વાર છે."

"નહીં. મોડું થાય છે. ટાઢ પડવા માંડી છે."

"ગંગૂ, ખાધું તેં?" રાઘુએ ગંગૂ તરફ ફરી પૂછ્યું.

"હા...ના. ખાઇશ."

"અહીં જ ખાઇ લે ને? લે." કહી પોટલું છોડી બે જાડા રોટલા અને શાક તેણે ગંગૂને આપ્યાં.

ફાટે ડોળે હરજી આ જોઇ રહ્યો.

"હરજી." રાઘુએ કહ્યું.

"પોંખ પાડ ને, ભાઇ!"

"ના, ના." શાંતિ બોલી.

નવીને શાંતિનો હાથ દબાવ્યો.

"મારો હાથ નહીં દુ:ખતો હોય કેમ ?"

"ઓહ !" બોઠો પડી નવીન આસપાસનું દશ્ય–ખેતરો, ટોપો, ધૂણીમાંથી નીકળતો ધૂમાડો વગેરે જોઈ રહ્યો અને કલ્પનાસૃષ્ટિમાં વિચરતો રહ્યો !

હા ! કેવું સુંદર છે આ ખેતર ! તેમાં રહેવાની કેવી મઝા આવે ?

પછી હરજી તરફ ધ્યાન ગયું–ને પછી એક પથરા ઉપર બેઠેલા –કૃશકાય–ઠીંગુજી–ગંગૂના ભોજન પ્રત્યે--હા ! જાડા રોટલા ને શાક ખાય છે ! ! નવીનના મોઢામાં પાણી આવ્યાં.

પોંખ તૈયાર થતાં થતાં, ગંગૂએ ખાઇ પાણી પી લીધું હતું– પછી તો બન્ને બાળકો રાઘુ અને હરજીથી વિખૂટાં પડી ઘર તરફ ચાલી નીકળ્યાં.

× × ×

કડકડતી ટાઢ પડતી હતી. રાત સમસમ કરતી વહેતી હતી. અને ખેતરમાં જંતુઓએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું. વિવિધ પ્રકારના અવાજો નીકળતા હતા. રાઘુ અને હરજી બન્ને 'ટોપા'માં બેઠાં હતાં. હમણાં જ ખાઈપી તેઓ ઉપર ચઢયાં હતાં.

ઉપર ટોપામાં ખાખરાનાં પાંદડાંની પથારી હતી અને તેના ઉપર એક ગોદડી પાથરી હતી.

"તું સૂઈ જા, રાઘુ. હું ચોકી કરીશ."

"હજી ઊંઘ આવતી નથી–આ–આ–કહી રાઘુએ ગોફણમાંથી પથરો છોડયો." અમસ્તો જ.

"તો હું હમણાં આડો પડું છું. તું ચોકી કર. પછી મને જગાડજે; જ્યારે તને ઊંઘ આવે ત્યારે.:"

"ભલે."

અને તેમ કહી હરજીએ પોતાની માળા કાઢી અને 'રામ'-નામ જપવા લાગ્યો.

પણ તેના મનમાં શા શા વિચારો ઊઠતા હતા? સખત ટાઢ છે, શરીરને કંપારી આવતાં તેણે વિચાર્યું–પણ અહીં કેવી મઝા છે? જ્યાં જુઓ ત્યાં લીલાછમ ઘઉં દેખા દે છે. તમરાં તમતમ કરે છે. પાસે જ રાધુ છે. રાધુ માટે સ્નેહની લાગણી આજ કેટલા ય વખતથી તેના મનમાં ઘર કરી બેઠી હતી. બસ આમ ને આમ જીવન વીતી જાય, પાસે રાધુ હોય–પછી તેને શું જુએ?

"રાધુ." થોડી વારે તે બોલ્યો.

"હં."

"ટાઢ સખત છે નહીં?"

"હા."

"આ ગોદડી બરોબર ઓઢી લે."

"ઓઢી છે ને."

"બરોબર ઓઢી લેજે. માંદી પડતી નહીં."

"એ ને રામજીની રક્ષા." રાધુ બોલી.

"મઝા પડે છે નહીં?"

"હા." ટૂંકો જવાબ રાધુએ આપ્યો.

પછી પાછું માન.

અને રાધુ! રાધુના મનમાં ય અનેક વિચારો ઊઠતા હતા. તેને પોતાના બાલ્યકાળના દિવસો યાદ આવતા હતા. પેલે ગામડે પોતાના નાતિલાને ત્યાં પણ તે આમ ચોકી કરતી હતી; પણ તેમાં તેને મઝા આવતી નહીં. દુઃખ, દુઃખ, દુઃખ–તે જ તેના તે જીવનમાં હતું. જ્યારે તેણે ધાર્યું હતું કે દાદાના ખેતરમાં આ જીવન તે ગાળશે ત્યાં તો તેનું પણ અવસાન થયું.

હાશ! હવે જાણે તે સ્વતંત્ર છે. ચારે કોર જાણે સુખનું સામ્રાજ્ય છે. શેઠ અને શેઠાણી બન્નેનો કેટલો સ્નેહ તેના ઉપર છે!

"રાઘુ." રાઘુના પગને પોતાનો પગ અડાડતો હરજી બોલ્યો, અને પછી તેણે પથારીમાં લંબાવ્યું. "જગ્યા ઘણી ઓછી છે, નહીં?"

"ચાલશે." રાઘુએ કહ્યું.

"તને ઊંઘ આવે તો તું પણ સૂઈ જજે." હરજીએ કહ્યું.

"ભલે."

પછી ન જાણે શું વિચાર આવતાં રાઘુએ કહ્યુંઃ

"હરજી."

"હં."

"હવે તારે પરણવું જોઈએ."

"હેં...હેં" કરતાં શરમથી લાલચોળ બની જઇ હરજીએ પૂછ્યું.

"કેમ?"

"કેમ એટલે? હવે તું મોટો થયો. બધા પ્રકારનું સુખ તને છે. હવે ઘર માંડ તો શું ખોટું. મારા ધ્યાનમાં એક છોકરી છે."

"નહીં, રાઘુ! હું તો આમ જ સુખી છું. ઘર છે, શેઠ છે, ખેતર છે અને..." માંડમાંડ તે બોલ્યોઃ "તું છે."

"હું છું! મારો શો ભરોસો? હું તો આજે છું ને કાલે નથી."

આ સાંભળી જાણે હરજીનું મુખ પડી ગયું.

"એમ કેમ બોલે છે?"

"એમ કેમ એટલે? તારી નાતની એક છોકરી મારા ધ્યાનમાં છે."

"પણ તારું શું થશે?" હરજી બોલ્યો. તે શું કહેવા માગતો હતો?"

"મારું ! કેમ ?"

"કેમ એટલે કે...તું શું કરીશ ?"

"એટલે ?"

"તું નથી પરણવાની ?"

"ના."

"કેમ ?"

"એમ જ."

"તો મને પરણવાનું કેમ કહે છે ?"

"પુરુષથી પરણ્યા વિના ન રહેવાય."

"બધા તો કહે છે સ્ત્રીથી ન રહેવાય."

"એ વાત ખોટી. પુરુષ એટલા બધા જ લંપટ !"

આ શબ્દો જાણે થપ્પડની જેમ હરજીને વાગ્યા. એકાએક તેણે પોતાના પગ સંકોડી લીધા. જાણે રાધુએ તેના વ્યવહાર ઉપર જ આ કહ્યું હોય તેમ તેને લાગ્યું.

તે મૂંગો થઇ ગયો.

"જો ને મારા બાપે મારી માને કેટલું સુખ દીધું!"

"બધા જ પુરુષો એવા હોતા નથી."

"એ રામજી જાણે, પણ મેં તો જોયું છે, કે પરણવામાં સુખ નથી."

"તો પછી મને પરણવાનો કેમ આગ્રહ કરે છે ?"

"સ્ત્રીને સુખ નથી–પુરુષને વાંધો નહીં. પુરુષ સ્વતંત્ર છે."

"તો મારી પરણેલી સ્ત્રીને હું સુખ આપીશ, તેમ તેં કેમ ધાર્યું ?"

"નહીં આપે તો હું બેઠી છું ને, તારો કાન નહીં પકડું !"

"રાધુ."

"હં."

"હું તો આમ જ સુખી છું, પરણીશ નહીં."

પછી એકાએક જાણે શો વિચાર આવતાં રાધુ પથારીમાં પડી. તેની ગરમી અને હુંફ હરજી અનુભવવા લાગ્યો. આખા શરીરમાં તેણે રોમાંચ અનુભવ્યો, પણ શરીરને વધુ સંકોચીને રાધુથી દૂર ખસવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

"હરજી." અત્યંત મીઠાશથી રાધુ બોલી.

"રાધુ."

"મને ચાહે છે?"

"એ મોઢેથી કહું?"

"મારી સામું જો તો."

હરજીએ રાધુ સામું જોયું.

"મને ચાહતો હો તો મારું કહેવું નહીં કરે?"

"કરીશ." હરજી બોલ્યો.

"ચોક્કસ?"

"ચોક્કસ."

"વચન?"

"વચન કેમ આપું?"

"તો પછી મને તું ચાહતો નથી એમ માનીશ."

"પણ..."

"પણ ને બણ કશું જ નહીં. વચન આપ."

"વચન આપું?" હરજીનો શ્વાસ જાણે દ્વિગુણિત વેગે ચાલતો હતો.

"હા."

"આપ્યું ત્યારે."

"ગંગા સાથે તારે પરણવું પડશે."

"ગંગા કોણ?"

"જે ગામમાં રહેતી હતી ત્યાંના કલાલની છોકરી. બાપ મરી ગયો છે. મા વિધવા છે. દુઃખી છે. પણ ઘણી જ સારી છે."

"પણ રાધુ! એક વાત કહું?"

"શું?"

"પછી તે મને તારી સાથે આમ રહેવા દેશે?"

"નહીં કેમ રહેવા દે? અને મારો ને તારો સંબંધ ક્યાં આડો છે!" રાધુ સ્વસ્થતાથી બોલી.

"છતાં ય સ્ત્રીઓ પરણ્યા પછી........."

"એની દેન શું છે?"

"તને ખાત્રી છે?"

"હા, ખાત્રી છે."

"અને જો તે મારા ને તારા વચ્ચે આવે તો?"

"તો શું? તેનો કાન પકડતાં પણ મને આવડે છે."

"અને જો તે વિફરી તો?"

"વિફરી શકે જ કેમ?" અને પછી તેણે હરજીનો હાથ પકડી કહ્યું.

"વચન આપ."

ક્યાં સુધી હરજીએ તે હાથ પોતાના હાથમાં રાખ્યો. તે કશું બોલ્યો નહીં. પછી રાધુનો હાથ પોતાના કપાળ ઉપર ફેરવવા લાગ્યો. બન્ને જણ એકબીજાની હુંફ અનુભવવા લાગ્યાં.

"વચન આપ."

હાથ દબાવી હરજીએ કહ્યું: "જો તેમાં જ તું સુખી હો, જો તેથી જ તું રાજી થતી હો, જો તેથી જ તું મારી પાસે વધુ આવતી હો તો મને વાંધો નથી."

એકાએક રાધુ તેને ચોંટી પડી. આ અકસ્માત્ આલિંગનનો અર્થ હરજી પણ સમજી શકયો નહીં; તેણે રાધુને પોતાના બન્ને

હાથમાં જકડી લીધી.

"રાધુ!" ગળગળો થઈ હરજી બોલ્યો.

"પણ તું મારાથી દૂર ન થતી." થોડી વાર પછી તે બોલ્યો.

"નહીં થાઉં." રાધુ બોલી અને પછી સ્વસ્થ થતાં પોતાની જાતને છોડાવી તે પથારીમાં બેસી ગઈ.

"હવે તારે હું કહું તેમ જ કરવાનું છે."

"ભલે." હરજી બોલ્યો. તેની આંખોમાં પાણી હતાં.

પણ રાધુના મનની સ્થિતિ વિચિત્ર હતી. એક બાજુથી તેના હૃદયમાં હરજી માટે અસીમ સ્નેહ ઊભરાઈ રહ્યો હતો, બીજી બાજુ તે પોતાની જાતને ધિઃક્કારી રહી હતી. છી...છી...આવેશમાં આવી તેણે હરજીને શા માટે આલિંગન કર્યું? હજાર વીંછીઓની જેમ તેને આ આલિંગન ન જાણે કરડવા લાગ્યું.

તે મનમાં ને મનમાં સીતા અને રામને યાદ કરવા લાગી અને કહેવા લાગીઃ "હે પ્રભો! મને બચાવજે. મને સાચો સ્નેહ આપજે. મને વાસના તરફ ઘસડી જતો નહીં."

આવી સખત ટાઢમાં પણ જાણે તેને ગરમી લાગવા લાગી.

હરજી રાધુના આ વિચત્ર વ્યવહારથી આશ્ચર્ય પામતો હતો.

"નારાજ થઈ?" તે બોલી ઊઠયો.

"ના."

"ચોક્કસ."

"ચોક્કસ?"

ત્યાં તો ખેતરમાં કંઈ સંચાર થતો હોય એમ લાગ્યું.

રાધુએ ગોફણ ચલાવી.

"હું નીચે જઈ જોઈ આવું છું."

"હું પણ આવું છું."

"નહીં. તું સૂતો રહે." રાધુએ હુકમ કર્યો.

"ભલે."

રાધુ નીચે ઊતરી, જે બાજુથી ખડખડાટ સંભળાયો હતો તે તરફ ચાલી.

બેચાર સસલાં આમથી તેમ દોડતાં હતાં. તેમને નસાડી તે બાજુની વાડનાં છીંડાં પાછાં ઠીક કરી પાછી ટોપામાં આવી લાગી.

"હાશ! મનને સ્વસ્થતા લાધી છે."

"પ્રભુ! રામ! તું જ શાંતિ આપજે, પ્રભુ!" તે બોલી.

રાતના બે વાગવાનો સુમાર હતો. કાળી અંધારી અમાવાસ્યાની રાત્રિ હતી.

"રાધુ." હરજી બોલ્યો.

"હં."

"બે વાગ્યા. હવે તું સૂઈ જા."

"તું તો સૂતો જ નથી."

"ચાર વાગે તને જગાડીશ, સૂઈ જા." સત્તાવાહી સ્વરોમાં હરજી બોલ્યો.

રાધુ પથારીમાં પડી. હરજી બેઠો બેઠો ચોકી કરતો રહ્યો, પણ રાધુને ઊંઘ આવી નહીં. શા માટે તેણે હરજીને પરણવાનું કહ્યું? અને શા માટે વચન લીધા પછી તેના હૃદયમાં દુઃખ થાય છે? તે તે સમજી શકી નહીં.

મન ગમે તે કહે, પણ બુદ્ધિ કહે છે કે જે તેણે કર્યું છે તે યોગ્ય છે. તે પરણવા સરજાઇ નથી. તે પરણશે નહીં. પોતાની માતાનું દુઃખ જોઈ તેણે નક્કી કર્યું હતું કે તે પરણશે નહીં અને પરણ્યા વગર આમ રહેશે તો યે ઠીક નહીં. હરજી પરણી જાય તે જ તેના માટે ઠીક હતું. નહીં તો...?

પછી ધીરે ધીરે તેનું મન શાંત થવા લાગ્યું અને થોડી વાર પછી તે ઘસઘસાટ ઊંઘી ગઈ.

હરજી પડખે બેઠો બેઠો વિચારી રહ્યોઃ કેટલી ભોળી છે રાધુ ? કેટલું ચાહે છે મને ? તેથી જ તો—મારા સુખ માટે મને પરણાવવા માગે છે, ભલેને પરણું. પણ કંઇ પરણવાથી રાધુ માટેનો સ્નેહ થોડો જ ચાલ્યો જવાનો છે ? તેનું હૃદય રાધુ માટે અપાર સ્નેહથી ભરાઇ ગયું.

તેણે જોયું કે રાધુ ઘસઘસાટ ઊંઘે છે. તેણે રાધુના કપોલો ઉપર હાથ મૂકી, એ જ હાથ પોતાના માથે લગાડ્યો.

સમસમ—સમસમ કરતી રાત્રિ વહી જાય છે. કડકડતી ટાઢ પડે છે અને પાસે જ રાધુ ઊંઘે છે.

બેઠો બેઠો તે ઝોકાં ખાવા લાગ્યો.



[ ૧૨ ]

**ધાર્યા** કરતાં ફરામજી શેઠનું કામ જરા મોડું પૂરું થયું. તેઓ પાછા ફરતા હતા. વહેલી સવારમાં જ તેઓ પ્લેડીઅર સાહેબના ટાંગામાં ઘર તરફ નીકળી ગયા હતા. ઓવરકોટમાં સજ્જ થયેલા તેમણે ટાઢ સામે જાણે મોરચો માંડયો હતો. હાથમાં પણ ગરમ મોજાં પહેર્યાં હતાં અને ટાંગાવાળાને વારંવાર કહેતા હતા :

" ચલાવની જલડી, આ ટારા ટટ્ટુ ટો મારા બરફ કરટાં બી ઢીમા ચ. "

ટાંગાવાળો વારંવાર ટટ્ટુઓને કહેતો હતોઃ

" ચલબે રે બેટ્ટા ! ચલ મેરે બાપ્પુ. "

આકાશમાં સુંદર રંગો જામ્યા હતા. ચારે બાજુ ધુમ્મસ જામ્યું હતું.

સામેથી એક ટટ્ટુ–એક અર્ધમૃત ટટ્ટુ–ઉપર બેઠેલા, ગામના નગરશેઠ હરિવલ્લભજી હાથમાં એક કામઠી લઇ ટટ્ટુને મારતા મારતા આવી રહ્યા હતા.

"રામરામ, શેઠજી." તેમણે ટાંગો આવતો જોઈ પોતાના ટટ્ટુને એક બાજુ ઊભો રાખી, શેઠ ફરામજીને રામરામ કરતાં કહ્યું.

"હરિવલ્લભ શેઠ કે?" ફરામજીએ ટાંગો ઊભો રખાવી પૂછ્યું.

"હા, સા'બ! કેમ છો?"

"આય સવારના પહોરમાં, આવી કરકરતી ટાઢમાં કાં જાઓ ચ, સેઠિયા?"

"અરે સા'બ! શું અમારી અધોગતિ છે, ટાઢ કે તડકો અમારે તો બધું જ સરખું."

"ટો પન..."

"ઉઘરાણી ઉપર નીકળ્યો છું, શેઠજી."

"ટમે?"

"શું કરું? ઉઘરાણીનું કામ જ એવું. આપ મૂઆ વિના સ્વર્ગે થોડું જ જવાય છે?" હરિવલ્લભે ઉચ્ચાર્યું.

તિલક તેમના મુખ ઉપર સુશોભિત હતું. કાનમાં સોનાની કડીઓ લટકતી હતી. ઉદર, તેમના જાડા ગરમ-મેલા અને એક કઝન જગ્યાએ સીવેલા કોટમાંથી ડોકિયાં કાઢતું હતું અને બિચારો હાડપિંજર ટટ્ટુ તેમના ભારથી નમુંનમું થઈ રહ્યો હતો. તેમની પાઘડી તેમના માથા ઉપર બિરાજેલી હતી અને તેમના આખા શરીરને શોભા અર્પતી હતી.

"કેમ શેઠજી! ચાય-બાય લેસો કે?" પોતાનું થરમોસ કાઢી ફરામજીએ એક કાચના ટમ્બ્લરમાં ચ્હા કાઢતાં કહ્યું અને ઉમેર્યું—

"આય ટાઢમાં ટો માનસ મરી જ જાયના—પછી આ બચારા જાનવરનું શું?" હરિવલ્લભ શેઠના ટટ્ટુ તરફ અંગુલિ દાખવી ફરામજી બોલ્યા.

"અરે સા'બ! અહીંનાં માણુસ અને અહીંના ટટ્ટુ બન્ને સરખાં. ગમે તેટલું ખવરાવો ને તો પણ મરિયલ તે મરિયલ. સવારસાંજ મળી

આઠ શેર ચણા ખવરાવું છું; છતાં બેટું હાડકાં-પાંસળાં જ...દીદાર તો જુઓ તેના."

આ વાત કેટલે અંશે સત્ય હતી તે તો ટટ્ટુને પૂછીએ ત્યારે જ ખબર પડે.

"શેર બજાર કેમ છે?" એકાએક હરિવલ્લભે પૂછ્યું.

"ઠીક છે." ફરામજીએ કહ્યું. આ પ્રશ્ન તેમને ગમ્યો નહીં.

"કોન્ટ્રાકટમાં ઠીકઠીક ફાયદો થયો હશે સા'બ. અમે તો સાંભળ્યું. સાચી વાત તો રામજી જાણે!"

"ઠીક છે. ખોડાયની મહેરબાની છે. અમે તો રળીબી જાની એ અને ખરચી બી જાનીએ." ફરામજીએ કહ્યું.

"મારા લાયક કંઇ કામકાજ હોય તો કે'જો. શેઠસા'બ."

"હો હો! ટમને નહીં કેઉં ટો કોને કેવસ."

"સાંભળ્યું તો હશે." શેઠજીએ કહ્યું.

"શું?"

"મેં જાણ્યું આપે સાભળ્યું હશે."

"શું પણ?"

"એ તો દાક્તર બાબુ..."

"શું?"

"એ તો કે' છે...! રામજી જાણે સાચી ખોટી વાત તો."

"શું?"

"એ તો એ કે ગામના લોકોએ તેમના વિરુદ્ધ અરજી કરી છે."

"અરજી?"

"હા."

"તે?"

"તે એમ કે સા'બ! દાક્તર સા'બ ગરીબ લોકો પાસેથી પૈસા પડાવે છે ને દવા બરોબર આપતા નથી."

"તદ્દન ખોટી વાત—ડાકટર એવું કરે જ ના."

"દાકતર બાબુ તો આમ છે ધરમી માણુસ...પણ કે' છે તેમની બદલી થવાની છે."

"ખરું?"

"ખરું–ખોટું તો રામજી જાણે!"

"હોય ટો નહીં!"

"હું પણ માનતો નથી, પણ આ તો સાંભળ્યું તે કહ્યું. ચાલો, રામરામ. આપને મોડું થતું હશે." એમ કહી શેઠજીએ ઘોડા ઉપર નમી નમી સલામ કર્યા અને હસતાં હસતાં ટટ્ટુને બે ચાર કામડીઓના પ્રહાર કરી આગળ ચાલી નીકળ્યા.

"ચલાવ જલડી." ફ્રામજીએ હુકમ કર્યો.

ટાંગો દોડવા લાગ્યો.

"પેલાં આપણા ફ્રામ ઉપર લેજે. ત્યાંથી દાક્તર બાબુને ત્યાં."

થોડી વારમાં ટાંગો ફ્રામમાં આવી લાગ્યો.

રાધુ ક્યારની ઘેર પહોંચી ગઈ હતી. હરજી જવાની તૈયારી કરતો હતો.

"કેમ હરજી!"

"જી. સાહેબજી!

"બરોબર છે?"

"બધું બરોબર છે."

"ડાકટર બાબુ વિષે કંઇ પન વાટ સાંભલી ચ?"

"આ બાજુથી થોડી વાર પહેલાં હરિવલ્લભ શેઠ જતા હતા. તે કંઇ કહેતા હતા."

"બેસી જા ટાંગામાં."

હરજી ટાંગો હાંકનાર પાસે જ બેસી ગયો.

"સંભાળીને બેસ." ટાંગાવાળાએ હરજીને કહ્યું.

"હા–હા. તું તારે હાંકે રાખને."

આમલીવાળા મેદાનને પાર કરી ટાંગો દાક્તર બાબુના પછવાડેના મેદાનમાં આવી લાગ્યો. સૂર્યનો મીઠો તડકો મેદાનમાં ફેલાયલો હતો.

"સાહેબજી, દાક્તર." પાછળને બારણેથી અંદર પ્રવેશીને ફરામજી બોલ્યા.

"આવો, આવો, ભાઈ!" દાક્તર–પત્નીએ એક ખુરશી બેસવા આપીને કહ્યું.

"ક્યાં છે ડાકટર?"

"પૂજા કરી આવે છે."

થોડી જ વારમાં દાક્તરબાબુ આવ્યા.

"સાહેબજી."

"સાહેબજી."

"ચાય લાવ તો."

ટેબલ ઉપર ટ્રેમાં ચ્હા ને નાસ્તો આવ્યો અને ફરામજી શેઠ ચ્હાનાસ્તાને માન આપવા લાગ્યા.

"કેમ ડાકટર! કેમ છે? સારી કની કે?"

"હાજી."

આમતેમની વાતો કર્યા પછી શેઠજીએ પૂછ્યું:

"આય શું વાત સાંભલું છ, ડાકટર?"

"શી?"

"બદલી વિષે?"

"હા. થોડા જ વખતમાં બદલી થશે એમ સંભળાય છે. ગામમાંથી કોઈએ અરજી કરી છે એમ પણ સાંભળ્યું છે."

"અરેરે! ડાકટર! તારા વિના આય ગામમાં મને કેમ ગોઠસે?" ફરામજી બોલ્યા.

"શું કરીએ ભાઈ! લોકોનાં મોઢાંને ગરણાં થોડાં જ બંધાય છે?"

" પન એવી ખોટી અરજી."

" ખોટી ને સાચી. બાકી તો ચાર વરસ આ ગામમાં થઇ ગયાં. હવે બદલી તો આમેય થવાની જ હતી."

ઘેર જઈ જ્યારે ફરામજીએ પત્નીને આ વાત કરી ત્યારે તેઓ અત્યંત દુઃખ પામ્યાં.

સાંજના દાક્તરને ઘેર આવી સિલ્લુમાઈ બોલ્યાં—

" ભાભી, આ શું સાચું ?"

" હા બે'ન ! આજે જ ઑર્ડર આવ્યો છે. બદલી થઈ છે."

" મરેરે ગામનાં લોકો ! અહીં હવે મને ગોઠસે કેમ ?" સિલ્લુમાઈ બોલ્યાં, અને એટલું કહેતાં કહેતાં તેમની આંખોમાં આંસુ આવ્યાં.

દાક્તર–પત્નીની આંખોમાં પણ આંસુ હતાં.

" અમને પણ નવી જગ્યાએ જરા ગમશે નહીં. અહીં તો ઘર જેવું જ થઇ ગયું હતું. તમારું ઘર તો જાણે બે'નના ઘર જેવું હતું. નવી જગ્યાએ કેમે ગમશે નહીં. બે'ન તમે પણ ત્યાં ન આવો ?"

કેટલી ય વાર સુધી કોઈ કંઇ બોલી શકયું નહીં.

" આ જંજાળ માઠા ઉપર છ ! આ દારુનું કોન્ટ્રાકટ, ખેતરો... હું. તો કહેવસ એવનને કે બધું વેચીને ભાઈ પાસે જ ચાલો."

" તમે આવો તો કેવી મઝા પડે ?"

રાતના પત્નીએ ફરામજીને બધી વાત કહી.

" પન સિલ્લુ–એમ ટે કંઇ જવાય છ."

અને પછી કોઈ કંઈ બોલ્યું નહીં. બન્નેનાં હૃદયો આ અકસ્માત્ બિનાથી દુઃખી થયાં હતાં. દાક્તરબાબુનો નિર્મળ સ્નેહ તેમને વારંવાર યાદ આવતો હતો. આ દૂર દૂર ગામડામાં જ્યાં તેમનું કોઇ સગુંવહાલું નહતું ત્યાં તેમને એક સ્નેહનું પાત્ર જડયું હતું–જેમના અસ્ખલિત નિર્મળ સ્નેહના ઝરણાંમાં આ દંપતિએ સ્નાન કર્યું હતું.

હવે આજે જાણે તેઓ લૂંટાઈ ગયાં હતાં...કોઈ કંઈ બોલ્યું નહીં. સમસમ કરતી રાત્રિ આગળ વહેતી હતી. પવનના વેગમાં આંગણાનો લીમડો સાંય સાંય કરતો હતો.

× × ×

તે દિવસે શેઠજીને ત્યાં ધમાલ હતી. ગામના અમલદારોને દાક્તર બાબુની વિદાયગીરીના માનમાં નિમંત્રણ આપવામાં આવ્યું હતું. સાથે સાથે આજે હરજીનો વિવાહ પણ ઉજવવાનો હતો.

રાધુએ જ આ વિવાહ ગોઠવ્યો હતો. જ્યારે રાધુએ આ વાત સિલ્લુમાઈને કરી હતી ત્યારે તેઓ અત્યંત પ્રસન્ન થયાં હતાં અને રાધુ ગામડે જઈ ગંગા સાથેનું સગપણ નક્કી કરી આવી હતી. હરજી તો મૂંગો મૂંગો આ બધું દૃશ્ય જોઈ જ રહ્યો હતો. રાધુ કરે તે જ તેને તો માન્ય રાખવાનું હતું. તેનાથી કંઈ બોલાય તેમ ન હતું.

ગંગાની મા વિધવા હતી. તેને કોઈ હતું નહીં, એટલે પરણવાનો બધો ખરચ શેઠજી જ આપવાના હતા. પુત્રી તથા માતાને લાવી શેઠજીના પછવાડેના વાડામાં એક કોટડી સાફ કરી રાખવામાં આવ્યાં હતાં અને એ જ વાડામાં ચોરી બાંધી ત્યાં જ હરજીનાં લગ્ન થવાનાં હતાં.

ગંગાની માતા અત્યંત પ્રસન્ન હતી. ગામમાં કોઈ તેનું હતું નહીં, એટલે લંગડો તો લંગડો પણ ફરામજી શેઠનો માનનીય નોકર હરજી સાથે પુત્રીનાં લગ્ન થવાનાં છે તેથી તે ઘણી જ પ્રસન્ન હતી. ચૌદ વર્ષની છોકરી પણ ખુશ હતી. રાધુને તે ખૂબ ચાહતી હતી; અને હરજીનાં દર્શન તેણે કર્યાં ન હતાં તેથી તે તો પોતાને ભાગ્યશાળી માનતી હતી.

આજ સવારથી જ ઘરમાં ધમાલ હતી. માલણ આવીને ઘરના દ્વારેદ્વારે આસોપાલવનાં તોરણો બાંધી ગઈ હતી. ગામના બે ઢોલી સવારના બેઠા બેઠા ઢોલ પીટ્યા કરતા હતા. વાડામાં એક બાજુ

ગામના હલવાઈઓ મોટા મોટા કઢાવ ચઢાવી, જલેબી, બાલુશાહી, પેંડા, બૂંદી–વગેરે મીઠાઈઓ બનાવવાના કાર્યમાં પ્રવૃત્ત હતા.

આજે તો ભૂતનાથ પણ ઘણો પ્રસન્ન હતો. વારંવાર આવી હરજીને સલામ કરતો અને રાધુ પાસે આવી કહેતો.

"બોલો, શો હુકમ છે?" અને રાધુ તેને ગામના આંટાફેરામાં નાઝર સાહેબ, થાણેદાર સાહેબ વગેરેને ત્યાં નિમંત્રણના કાગળો લઈ જવાના કામમાં લેતી હતી, તેથી ભૂતનાથ પોતાની જાતને ધન્ય ધન્ય માનતો હતો.

ગામ આખામાં જાણે ઊજાણી હતી. લોક ટોળેટોળાં મળીને વાડા પાસે આવી આ માંગલિક દૃશ્ય જોવા ઉમટતું હતું! વાહવાહ! શું ભાગ્ય હરજીનાં! કેવાં મોટાં ભાગ્ય ગંગાનાં!! અરે, શેઠજીએ પોતે પાંચસો રૂપિયા ખરચી આ બધું કર્યું છે.

વાડાને સાફસૂફ કરીને માંડવો બાંધવામાં આવ્યો હતો. મોટી ફરસ (જાજમ) બિછાવી તેના ઉપર બન્ને બાજુ ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. ફૂલોના હાર આ મંડપની શોભા વધારતા હતા.

બધી તૈયારીઓ થઈ ચૂકી હતી. સિલ્લુમાની આંખમાં આજે પાણી સૂકાતું ન હતું. આ માંગલિક પ્રસંગ સાથે સાથે આજે દાક્તરબાબુને માનપત્ર આપવા આ બધું કરવામાં આવ્યું હતું.

સાંજના પાંચ વાગતાં વાગતાં તો ગામના પ્રતિષ્ઠિત અમલદારો આવવા લાગ્યા અને ફરામજી શેઠ, બધાને હાથ જોડી જોડી સ્વાગત્ કરી તેમને યોગ્ય આસને બેસાડવા લાગ્યા.

બીજે બારણેથી જ્યારે દાક્તર–પત્ની અને બન્ને બાળકો આવ્યાં અને માતા સિલ્લુમાને ભેટી રડું રડું થઈ રહ્યાં ત્યારે બન્ને બાળકો ન સમજી શક્યાં, કે આ દૃશ્ય આનંદનું હતું કે દુઃખનું!

બે રોજ પછી તો આ ગામ છોડવાનું છે. આજે ફરામજી શેઠને ત્યાં માનપત્ર હતું. કાલે શેઠ હરિવલ્લભ તથા અમલદારો તરફથી અને

ત્રીજે દિવસ સવારમાં તો ગામ છોડવાનું હતું.

શાંતિ ખૂબ આનંદમાં દેખાતી હતી. જ્યારે તેને ખબર પડી કે ગામ છોડી બીજે ગામ જવાનું છે ત્યારે તે નાચતી–નાચતી, કૂદતી–કૂદતી ગંગૂ પાસે પહોંચી હતી અને બોલી હતીઃ

"ગંગૂ! ગંગૂ!"

"બાઇસાં'!"

"અમે તો જવાનાં! ગામ છોડીને."

આ સાંભળી જ્યારે ગંગૂ ઉદાસ થઈ ગયો હતો અને રડવા જેવો થઇ ગયો હતો ત્યારે શાંતિ સમજી શકી નહીં, કે આવા આનંદદાયક સમાચાર સાંભળી ગંગૂ ઉત્સાહમાં કેમ ન આવી ગયો અને તેને બદલે રડવા જેવો કેમ થઇ ગયો? આ તે શી વાત? અને જ્યારે રડવા જેવું મોઢું કરી નવીન આવ્યો ત્યારે તે બોલી ઊઠીઃ

"નવીન, આ ગંગૂ તો રડે છે."

"કેમ?"

"આપણે જવાનાં છીએ તેથી, પણ ગંગૂ ત્યાં કેવી મઝા પડશે? રેલગાડીમાં બેસવાનું! ત્યાં તો નવું નવું ઘર હશે...ને કેવી મઝા પડશે નહીં, નવીન?

પણ નવીનના હૃદયના ભાવ જુદા જ હતા. ન જાણે કેમ તેને ગામ છોડવાનું ગમતું ન હતું. તેને થતું હતુંઃ ત્યાં ગંગૂ નહીં હોય, રાધુ નહીં હોય. ન જાણે કેમ તેને રાધુ માટે ને ગંગૂ માટે સ્નેહ થઈ ગયો હતો.

રાધુ તો ઘણી ય વાર તેને પોતાના ખોળામાં લઇ લેતી અને તેના વાળોમાં હાથ ફેરવતી ફેરવતી બોલતીઃ

"કેમ નવીનભાઇ! મોટા થઇ ભૂલી જશો કે?" ત્યારે તે કહેતોઃ

"ભૂલી જાઉં કોઇ દિવસ? ઉંહું."

અને જ્યારે રાધુને બદલીની વાતની ખબર પડી હતી ત્યારે તે પણ ઉદાસ થઇ ગઇ હતી.

તે દિવસે સાંજનાં બાળકો ખેતરે આવ્યાં હતાં.

રાધુનું મન તે દિવસે અત્યંત ઉદ્વિગ્ન હતું; કારણ તે પોતે ય સમજી શકી ન હતી. તે જ દિવસે હરજીના વિવાહનું નક્કી કરી તે પાછી ફરી હતી. તેના હૃદયમાં હાહાકાર થઈ રહ્યો હતો. શા માટે ? હરજી હવે તેનો નહીં રહે તેથી ?

ગંગૂ ને શાંતિ તળાવ ઉપર ગયાં હતાં. રાધુ પાસે નવીન બેઠો હતો.

નવીનને પોતાના ખોળામાં લઇ, લાડ લડાવતી રાધુ કહેતી હતી:

"તો તમે પણ અમને એકલાં મૂકીને ચાલ્યા જશો ?" નવીન બોલ્યો. "શું કરીએ ? જવાનું મને તો નથી ગમતું. આવી વાડી, આવું તળાવ, આવાં આમલીનાં ઝાડ—આવું બધું ત્યાં થોડું જ હશે ?"

"મને સાથે લઇ જશો ?"

"હં ! જરૂર."

"ચોક્કસ ?"

"ચોક્કસ."

"પણ ન લઇ ગયા તો."

"લઇ જ જઇશને."

પછી બધા મૌન જાળવે છે. રાધુ નવીનને પોતાની છાતીસરસો ચાંપી તેને ચુંબનોથી નવરાવવા લાગી. નવીન તેના ગળામાં પોતાના હાથ નાખી રડવા જેવો થઇ ગયો.

"તમે તો રાજા છો. મોટા થઈ ભણશો, ગણશો—અમને તો ભૂલી ય જશો." રાધુ બોલી.

"નહીં ભૂલું." નવીન બોલ્યો.

અને પછી ઘેર જતી વખતે રાધુએ ફરી વાર નવીનને ઉપાડી

કહ્યું હતુંઃ

" ભૂલતા નહીં મને. "

નવીને જવાબ ન આપ્યો પણ તેની આંખોએ જ જવાબ આપ્યો હતો.

શાંતિ પોતાના ભાઇની ઉદાસિનતા સમજી શકી નહીં. નવીન તો ગાંડો છે—બબૂચક છે. તેનામાં અક્કલ નથી—અક્કલનો ઓથમીર છે, કે ગાડીમાં જવાની કેવી મઝા આવશે તે ય સમજતો નથી.

બધા અમલદારો આવી લાગ્યા હતા. ઉત્તર હિંદુસ્તાનનું તે નાનુંશું ગામડું હતું. ચિત્રવિચિત્ર પાઘડાં પહેરી પ્રતિષ્ઠિત મહાજનો પણ આવી લાગ્યા હતા.

દાક્તરબાબુ આવતાં જ બધા ઊભા થઇ ગયા.

બધા વ્યવસ્થિત ગોઠવાઇ ગયા બાદ ફરામજી શેઠે ઊભા થઈ પોતાનું લેકચર શરુ કર્યું.

" ઉપસ્થિટ સજ્જનો,

આપ બધા કે સામને મેં આજ હિંદી બોલતા હું. હિંદી મિજકો થોડા આવડતા હૈ. ડાકટર કી સેવા બોત હૈ. મેરા તો ભાઇ જૈસા હૈ. ઉસકા સ્વભાવ બોત અચ્છા હૈ ઓર ગામકી જિતની મેર દાક્તરની કી હૈ તેટલી સેવા બીજા દાક્તર સાબ જો ઇધર આયગા વો કરેગા કે નહીં તેમાં ઘણી શંકા હૈ. આપ સબન કે ખબર હોસે કે દાક્તર બાબુ લોભ વગરના અદમી હૈ. પૈસાની ઉસકો જરા ભી પરવાહ નહીં હૈ. ઉસને દવા દેકર લોગોંકી બોત સેવા કી હૈ. મેરા મન તો હમણાં રોવા કો કરતા હૈ. મિજકો લેકચર દેને કી ટેવ નહીં હૈ. મૈં તો કામ કરનેવાલા માણુસ હું. મેરા ભાઇ ભી કામ કરનેવાલા માણુસ હૈ. ઉસકી તારીફ મેં કયા શબ્દોમાં કરૂં યે મિજકો સૂઝતા નહીં હૈ. મેરી તરફસે યહ થોડીક ભેટ દેતા હું સો વે સ્વીકારેંગા વેસી ઉમ્મીદ મેં રખતા હું. " એટલું બોલી દાક્તરબાબુના ગળામાં

હાર નાખી, એક સોનાની વીંટી, એક સુંદર થરમોસ તથા એક ચાંદીનો કપ દાક્તરબાબુને આપ્યો. ત્યાર પછી હરિવલ્લભ શેઠે ઊભા થઈ વ્યાખ્યાન કર્યું:

"ભાઇઓ, મું તો મારવાડી ભાષામેં લેકચર દૂંગો. આપણા ગાંવકો યો ભાગ્ય સમજો કો અસા 'ડૉગટર સાબ' અઠે આયા. વાંકી સેવા ઘણી છે. વાંકો સુભાવ ઘણો સુંદર હતો. ગાવડાં કી સેવા યાને જસી કી અસી કુણ ડૉગટર કરેગો? મૂં તો કુંહું કે એક અરજી કરકે યાં કો તબાદલો (બદલી) ન હોવે અસો કરણો ચાહિજે. યા કવિતા મને બણાઈ હૈ" અને એટલું બોલી પોતાની ધોતલીની ગાંઠમાંથી એક કાગળિયો કાઢી તેઓ ગાવા લાગ્યા:

"જસાં કંબદમી ડાર પે બેઠી રાધા રોવ,
જસાં વ્રજ કી નરનારીયાં આંસૂ સારે,
જસાં બાલગોપાલ મનમેં દુખી હોવે,
અસાં ગામ–કા લોક આજે દુખી હોવે.
ડૉગટર થા છો માં કા સરદાર,
થાં છો ગાંવ કા પૂરા મદદગાર!"

ત્યાર પછી અમલદારોનાં ભાષણો થયાં અને ફરામજીના કહેવાથી લોકો હરજીના લગ્નમંડપ તરફ ફર્યા. લગ્ન નિર્વિઘ્ને ઊકલ્યાં પછી લોકો નાસ્તો કરવા ભેગા થયા અને મોડી રાત સુધી ધમાલ ચાલી.

દસ વાગતાં તો બધા લોકો પોતપોતાના રહેઠાણ તરફ ચાલતા થયા.

દાક્તર–પત્ની તથા દાક્તરબાબુ રોકાણા. ભોજન કર્યા પછી જ્યારે જવા લાગ્યાં ત્યારે લાગણીના આવેગમાં કોઈ કંઈ બોલી શક્યું નહીં.

× × ×

આજે સવારથી દાક્તરબાબુના બહારના ચોગાનમાં ધમાલ

છે. લોકોની મેદની, ગામના મહાજનો અને અમલદારો હારતોરા લઇ ઊભા છે. અંદર શેઠ ફરામજી તથા તેમનાં પત્ની દાક્તર–પત્નીને સાંત્વના આપી રહ્યાં છે. શાંતિ આનંદમાં છે, પણ નવીન રડે છે. પોતાની પતરાની કોટડીમાં બેઠો ગંગૂ આ દૃશ્ય જોઈ રહ્યો છે. તેની આંખોમાં પણ પાણી છે. દાક્તરબાબુના ઘરનો સ્નેહ તે કેમે વિસારી શકતો નથી. જ્યારે જ્યારે ગામમાંથી ખાવાનું મળ્યું નથી અથવા જ્યારે જ્યારે કંઇ પણ સારું ખાવાનું ઘરમાં બન્યું છે ત્યારે ત્યારે આ ભોળાં બાળકો તેની પાસે આવી, તેને ગવરાવી–નચાવી ખાવાનું આપી ગયાં છે.

હવે તેની આટલી સંભાળ કોણ રાખશે? નવા દાક્તરબાબુ તેને અહીં રહેવા દેશે કે કેમ તે પણ પ્રશ્ન છે.

"હશે જીવ! જેમ રામ રાખે તેમ રહીએ." તે બબડે છે, અને જેવા દાકતરબાબુ ઘરની બહાર નીકળે છે કે તરત તે ઊભો થઇ દોડતો આવે છે અને દાકતરબાબુના પગમાં આવીને પડે છે અને બાળકની જેમ રડવા લાગે છે.

નવીન પણ આ જોઇ ધ્રૂસકે ધ્રૂસકે રડે છે. ગંગૂનું રડવું સાંભળી દાકતર–પત્નીની આંખોમાંથી બમણાવેગથી અશ્રુની ધારા વહે છે. શાંતિ પણ ઉદાસ થઇ જાય છે.

"દાકતરસા'બ કી જય!" લોકો બોલે છે. અને પછી હાર-તોરાથી તેમનું સન્માન કરે છે. લોકોનું ટોળું દાકતરબાબુની આસપાસ વીંટળાઇ જાય છે. તેઓ તદ્દન મૂંગા છે. આ રહ્યો દાકતર બાબુ માટે તૈયાર રાખવામાં આવેલો ટાંગો. તેને પણ હારોથી શણગારવામાં આવેલો છે. ઘોડાના ગળામાં પણ હારોની માળા લટકે છે.

બધા લોકો ચિત્રની જેમ ઊભા છે. દાકતર બાબુ ટાંગામાં બેસે છે, બધાને હાથ જોડે છે...અને પછી જેવો ટાંગો ચાલે છે કે બધા લોકો 'જય'ની પુકાર કરે છે.

ટાંગો ચાલે છે. નવીન ડોકિયાં કાઢી કાઢીને પેલા ગંગૂને જોવા મથે છે. તેનું હ્રદય રડે છે...ત્યાં તો ટાંગાની આગળ આવીને રાધુ ઊભી થઈ જાય છે.

ટાંગો ઊભો રહે છે. હરજી ને રાધુ આગળ આવી બધાના ગળામાં માળા પહેરાવે છે. અને રાધુ નવીનના હાથમાં ગુલાબના ફૂલો મૂકી રડતી રડતી એક બાજુ ઊભી રહે છે...ને ટાંગો પાછો ચાલે છે. નવીન ક્યાંય સુધી આ રડતી રાધુને જોઇ રહે છે...અને પેલા વળાંકમાં ટાંગો અદૃશ્ય થતાં રાધુ ને હરજી–ને પેલું ઘર બધું અદૃશ્ય થઇ જાય છે.



# [ ૧૩ ]

જેમ તેમ દિવસો ચાલ્યા જાય છે. ફરામજીનું તથા સિલ્લુમાનું દિલ કેમે ગામમાં લાગતું નથી. શહેરમાં રહેવા ટેવાયલાં સિલ્લુમાને ગામડું ગમતું જ ન હતું અને તેથી જ તે વારંવાર શહેરમાં ચાલ્યા જતાં; પણ જ્યારથી દાકતરબાબુ તથા તેમનાં પત્ની આ ગામમાં આવ્યાં ત્યારથી તેઓને ગામમાં ગોઠવા લાગ્યું હતું; પણ હવે તો ગામમાં તેમનું કોઈ નથી. ક્યાં જવું ? કોને મળવું ? ગામડું તેમને જાણે ખાવા ધાતું હોય એમ લાગ્યું. તે વારંવાર કહેતાં:

"ફરામ ! ગમતું નથી."

અને ફરામજી આડાઅવળા જવાબ આપીને પત્નીને સમજાવવા પ્રયત્ન કરતા. તેઓને ગામમાં ખૂબ ગમતું હતું એવું નહીં, પણ તેમની સંપત્તિ અહીં ફેલાયેલી હતી. દારુનો કોન્ટ્રાક્ટ હતો, વળી ખેતરો હતાં: પાછો બીજો કોઈ કોન્ટ્રાકટ મળે એવી વકી હતી.

હરજી પરણ્યો. વહુ ઘરમાં આવી. પત્ની રૂપાળી હતી અને બધું ઠીક ઠીક ચાલતું હતું, પણ રાધુ જાણે દૂર ને દૂર જતી હોય તેમ તેને લાગતું હતું. ખેતરોમાં રખેવાળી કરવા હવે રાધુ એકલી જ

જતી હતી. હરજી આવવાનું ઘણું ય કહેતો પણ તે તેને ના પાડતી અને કહેતી:

"વાહ, વાહ! ગંગાને એકલી મૂકી તારે ખેતરે સૂવું છે? હું એકલી બસ છું."

આ હરજીને ગમતું નહીં. તેને થતું આ પત્નીએ આવીને તેના અને રાધુના વચમાં અંતર નાખ્યું છે તેથી તે પત્ની સાથે બહુ બોલતો નહીં. ગંગા આમ સારી છોકરી હતી. ઘરના કામકાજમાં તે હરજીને મદદ પણ કરતી, શેઠાણીને પણ તે મદદરૂપ થઈ પડી હતી, પણ હરજી તેની સાથે વધારે બોલતો નથી. તેનાથી દૂર રહેવા મથે છે. તેને ગમતું નહીં. ભોળી બાળા આનું કારણ સમજી શકી નહીં. શા માટે તે મારી સાથે વધુ બોલતા નથી? તે મનને પૂછતી, પણ તેને જવાબ મળતો નહીં. રાધુ ઘરમાં હોય ત્યારે હરજીનો ચહેરો અત્યંત પ્રફુલ્લિત રહેતો તે જોતી, પણ ઘણા વખતથી સાથે રહ્યો છે, તેથી એમ હશે તેમ તે વિચારતી.

તે દિવસ સાંજે પાલુ દારૂ માગવા આવી હતી. ગંગા દારૂ વેંચતી હતી. રાધુ બોલી: "કાં ગંગાબા!"

"કેમ ઉદાસ છો?"

"ઉદાસ કાંઈ નથી. હું તો લહેર કરું છું." તેણે જવાબ દીધો હતો.

"હરજી ક્યાં?"

"કામે ગયા છે."

"ઓહો! યાદ આવ્યું. ખેતરમાં બન્ને જણા લહેર કરતાં હશે."

"કોણ?" ગંગાથી પુછાઈ ગયું.

"કંઈ નહીં, કંઈ નહીં." પાલુ બોલી અને સ્મિત વેરતાં બોલી: "એ તો એમ જ હોયના."

આ કટાક્ષયુક્ત હાસ્યમાં શો ભેદ હતો તે ગંગા સમજી શકી નહીં.

પછી જતી વખતે પાલુ બોલી હતી:

"ચેતતાં રહેજો, બા! હા. દુનિયા તમારા જેવી ભોળી નથી, બા! હા. અમે તો બધું સગી આંખે જોયું છે, હા."

અને તેમ કહી તે ચાલતી થઈ.

આ વાક્યો ગંગાને સાલતાં રહ્યાં. તે શું કહેવા માગતી હતી? તે શા માટે આમ બોલી હતી?

હરજી આવતાં જ ગંગાએ પૂછ્યું:

"ક્યાં ગયા હતા?"

"ગામમાં કામે."

"કે ખતરે?"

"ક...કોણે કહ્યું? સાવ ખોટી વાત." તે બોલ્યો.

"શા માટે ખોટું બોલો છો?"

"ખ...ખોટું? તું મને પૂછનારી કોણ? મારી મરજી આવશે ત્યાં જઈશ. હું કોઈનો બંદી છું?" તે બોલ્યો.

ગંગા કંઈ પણ બોલી નહીં. પતિનાં આ વચનો તેને કેમે ગમ્યાં નહીં. શા માટે તે ખોટું બોલે છે? રાધુને મળવા ગયા હશે? મળવાની હું ક્યાં ના પાડું છું? પણ આ વાત શા માટે છુપાવે છે?"

ગંગાનું મન વિષાદથી ઘેરાઈ ગયું.

રાત પડી હતી. રાધુ એકલી 'ટોપા'માં બેઠી રખેવાળી કરતી હતી. ઠંડી ઓછી થઈ ગઈ હતી. અને ખેતરમાં ખળાં ભરાઈ ગયાં હતાં.

આજ સાંજના વિચારો જ તેને આવ્યા કરતા હતા. શા માટે હરજી તેની પાસે આવ્યો હતો અને બોલ્યો હતો—

"રાધુ! રાધુ! તારા વિના મને ક્યાં ય ગમતું નથી. શા માટે આ બલા તેં મારે ગળે વળગાડી?"

તેણે કહ્યું હતું: "હરજી! આ શું બોલે છે? ગંગા બિચારી

કેટલી સારી છોકરી છે ?"

"પણ તેણે મારા અને તારા વચ્ચે અંતર પેદા કર્યું છે!" તે બોલ્યો હતો.

"છિઃ એવું બોલીશ નહીં. તેણે કંઇ યે કર્યું નથી. અને શું અંતર વધુ છે તે તો કહે ?"

"તારા વિના મને ચેન નથી પડતું. શા માટે તું મને ખેતરમાં સુવા આવવા દેતી નથી."

"ગાંડા રે ગાંડા!" તે બોલી હતી: "સૂવા અહીં અવાય ? ત્યાં પેલી બચારી રાત આખી તારા માટે ઝૂરે ને તું અહીં રાતના રહે એમ તે ચાલે ?"

આ સાંભળી તેની આંખમાં પાણી આવ્યાં હતાં અને રાધુનો હાથ પકડી તેણે કહ્યું હતું:

"રાધુ! રાધુ!! તું મને પહેલાંની જ જેમ ચાહે છે ?" અને આ જ વખતે પાલુ તે બાજુથી નીકળી હતી.

રાધુએ હાથ છોડાવી કહ્યું હતું:

"ગાંડો થા મા! મને તારા માટે તેટલી જ લાગણી છે, હરજી!"

"ખરું કહે છે ?"

"હા."

અને પછી હરજી કંઇ બોલ્યો ન હતો અને ચાલતો થયો હતો.

રાત જેમ જેમ આગળ વધતી હતી, તેમ તેમ રાધુની અશાંતિ પણ વધતી જતી હતી. કેમે તેને ચેન પડતું ન હતું. તેનું જીવન તેને સાવ શુષ્ક લાગતું હતું. જીવનમાં ક્યાં ય પ્રેમનું સ્થાન ન હતું. હરજી તેને ચાહતો હતો, તે પણ હરજીને ચાહતી હતી; પણ હરજીને ચાહવાનો તેને અધિકાર ન હતો.

તે વારંવાર મનને પૂછતી હતી: શા 'માટે તેણે તેને પરણાવ્યો ?' છિઃ હવે એ વિચાર કરવો એ મૂર્ખતા છે. ગમે તેમ પણ ગંગા સુખી

થાય તે જ તેણે તો જોવાનું છે. તેના અને હરજીના જીવનના સુખ વચ્ચે આવવાનો તેને જરા ય અધિકાર નથી.

અને પછી તેને દાકતરબાબુનું કુટુંબ યાદ આવ્યું. કેટલા સારા લોકો હતા તે? અને શાંતિ અને નવીન? નવીન તેને કેટલો ચાહતો હતો? એકાએક નવીનની બાલ્ય-મૂર્તિ તેની આંખો સામે આવી નાચવા લાગી.

નવીનને તે પોતાના ખોળામાં બેસાડી કેટલું રમાડતી? અને આજે તો અહીં કોઇ નથી. દૂરદૂરના કોઈ એક ગામમાં તે હશે. અને ત્યાંના આનંદમાં તે મને સાવ ભૂલી ગયો હશે.

હવે તો ક્યાં ય સુખ કે ચેન નથી! જ્યાં જુઓ ત્યાં જાણે અંધકાર છે.

બીજે દિવસે સવારે આવી તેણે જોયું કે હરજીનું મોઢું ચઢેલું છે. ગંગાનું પણ મુખ વિષાદથી ઘેરાયું છે. કોઈ કંઇ બોલતું નથી. આ શું? આ શા માટે? તેણે વિચાર્યું, પણ તે કંઈ સમજી શકી નહીં.

બપોરે કામ કરી તે આડી પડી હતી ત્યારે ગંગા તેની પાસે આવી બોલી:

"રાધુમા!"

"હા—દીકરા."

"મા પાસે ગઇ નથી. ઘણા દિવસ થઈ ગયા. કહો તો થોડા દિવસ જઈ આવું."

"જવું છે?"

"હા."

"હરજીને પૂછી જોયું?"

"એમાં એમને શું પૂછું? તમે હા કહો તો જઉં."

"ના, એમ ન ચાલે. તેને પૂછીને જવું જોઇએ."

"હું તો પૂછવાની નથી. તમે જ પૂછી જુઓ."

"હરજી !" રાધુએ હરજીને બૂમ પાડી.

"રાધુ." હરજી બોલ્યો.

"ગંગાને મા પાસે જવું છે, થોડા દિવસ જઇ આવે ?"

"જઈ આવે. ભલે જઈ આવે. સારું, સારું." જાણે હર્ષમાં આવી ગયો હોય તેમ હરજી બોલ્યો.

આ હર્ષાતિરેક ગંગા જોયા વગર રહી શકી નહીં. તે મનમાં બોલી: "પ્રભો ! આ શું ? આ શું ? તેમને જ્યારે મારું મોઢું ય ગમતું નથી ત્યારે..." પણ તે વધારે વિચારી શકી નહીં–તેની આંખમાંથી છલછલ કરતાં પાણી નીકળી પડયાં.

"કેમ રડે છે મા ?"

તે કંઇ બોલી નહીં.

"હરજીથી વિખૂટું પડવું ગમતું નથી, કેમ ? ઓહો હો ! આ કળજુગનો પ્રેમ તો જુઓ." હસતાં હસતાં રાધુ બોલી.

પણ ગંગાના મનની લાગણી કોણ જાણી શકે ?

તેણે આંસુ લૂછી લીધાં, પણ કશું બોલી નહીં.

"એમાં ફિસુકફિસુક રડવાની વાત કયાં આવી ? હું કયાં ના પાડું છું ? ભલેને જાય મા પાસે." હરજી બોલ્યો.

"નથી જવાની." ગંગા બોલી.

"તમથી તો તોબાહ, બાપુ !" રાધુ બોલી.

"જવાનું જ છે. આજે જ જાય." હરજી બોલ્યો.

થોડી વાર પછી ગંગા બોલી.

"સાંજના જ જઇશ."

"ભલે, ભલે જાય. વાંધો નહીં." હરજી બોલ્યો.

અને સિલ્લુમાની રજા લઈ ગંગા, માતાને ઘેર તેજ સાંજના ચાલતી થઇ.

પણ રાધુને આ ગમ્યું નહીં. પતિ–પત્ની વચ્ચે જેટલો સ્નેહ જોઈએ તેટલો ગંગા અને હરજી વચ્ચે નથી, એ તો તે જોઈ શકી.

રાધુએ ગંગા ગઇ ત્યારે કહ્યું:

"હરજી."

"રાધુ."

"આ સારું નથી."

"શું?"

"ગંગા સાથે આમ વરતે એ મને નથી ગમતું."

"તો હું શું કરું?"

"શું કરું! જરા સ્નેહથી કામ લે."

"મને ઢોંગ કરતાં આવડતો નથી."

"એટલે?"

"એટલે, એટલે કંઈ નહીં. અને તેના માટે..."

"બસ, હરજી." રાધુએ ક્રોધમાં કહ્યું.

રાધુ આમ કોઇ દિવસ બોલી ન હતી. હરજી સાશ્ચર્ય આ બધું જોઇ રહ્યો. તે એક શબ્દ પણ બોલ્યો નહીં.

રાધુ અંદર સિલ્લુમા પાસે ચાલી ગઈ.

"રાધુ!"

"જી."

"દાક્તરબાબુનો કાગજ આયો છ."

"શું લખે છ, જી."

"સારી કની છ. નવીનને ટાવ આયો છ."

"હેં?"

"હા, ડીકરી. તેવનને બી ટાં ગમટું નડી."

તે દિવસે રાત્રે જ્યારે રાધુ ખેતર તરફ ચાલી ત્યારે અત્યંત ઉદાસ ન હતી. વારંવાર નવીનનો ચહેરો તેને યાદ આવતો હતો.

તેને અંકમાં ભરી લેવાનું, તેની સાથે મીઠી મીઠી વાતો કરવાનું તેને મન થઇ ગયું. તે ત્યાં હોત તો વાર્તા કહી તેને રાજી રાખત.

અપાર વાત્સલ્યથી તેનું મન ભરાઈ ગયું. માતૃ–મમતા જાણે તેના મનમાં જાગી.

રસ્તામાં જ હરિવલ્લભ શેઠ મળ્યા.

"ઓહ ! રાધુ કે ?"

"હા." રાધુએ ટૂંકો ને ટચ જવાબ આપ્યો. રાધુ હરિવલ્લભ શેઠને અંતરથી ધિક્કારતી હતી.

"કઠે જાઓ છો ?" શેઠે મારવાડી ભાષામાં જ પૂછ્યું.

"ખેતરે."

"મોલ તો સારો થયો છે નહીં ?"

"હા."

અને એમ બોલતાં બોલતાં શેઠ રાધુ સાથે ચાલવા લાગ્યા.

રાધુને આ ગમ્યું નહીં, પણ તે વધારે બોલી નહીં.

"હરજી તો પરણ્યો."

"હા."

"અરેરે ! તું બચારી આમ સાવ એકલી કામ કરે...અને તારો બાપ..."

"મારા બાપની વાત છેડશો નહીં."

"હ...હ...એ તો રાધુ...જાણે કે એમ કે...હું કે'તો હતો..."

રાધુ સાશ્ચર્ય શેઠ સામું જોતી રહી.

વધારે પાસે આવી શેઠજી બોલ્યા.

"એમ કે...જાણે કે રાધુ...હું કહું છું કે..."

"જે કહેવું હોય તે કહી નાખો ને ?"

"આ તારાં ખેતરો...મારી પાસે પડયાં છે...તારો દાદો..."

"દાદાની પણ વાત કરશો નહીં." રાધુ બોલી.

"નહીં, નહીં. ઈ તો એમ કે જાણે કે રાધુ—તને કંઈ જોતું હોય તો ખેતર પણ...તો મારી પાસે..."

"એ જ કહેવું છે ને?" રાધુએ કડક થઈ પૂછ્યું.

એ જ વખતે સામેથી 'હરિ કે ગુન ગાઉં.' કરતોક ગંગુ આવતો દેખાણો.

"ઠીક રાધુ, જાઉં છું...જો ને તું મારી દીકરી જેવી...મદદ જોઇએ..."

"જોઈશ..." કરતીક રાધુ આગળ ચાલી નીકળી.

"કેમ મા?" રાધુને જોતાં જ ગંગૂ બોલ્યો.

"તળાવે ગયો હતો, ગંગૂ?"

"હા."

"ચાલને ખેતરે."

"ચાલું."

બન્ને ખેતરે આવ્યાં. સૂર્ય ડૂબી ચૂકયો હતો. અંધકાર ધીમે ધીમે સૃષ્ટિ ઉપર પથરાતો હતો. ધૂણી સળગતી હતી.

"ગંગૂ! કેમ છે?"

"ઠીક છે, મા!"

"આવો દૂબળો કેમ થઈ ગયો છે?"

"દૂબળો! હ...હ..." હસતો હસતો ગંગૂ બોલ્યો.

"ગમતું નથી કે?"

"હા, મા! હવે તો પેલા ઘરમાં ગમતું નથી. વારંવાર બાળકોની યાદ આવે છે. પતરાંની બખોલમાંથી દાક્તરબાબુની રસોડામાંની બારી તરફ જોઉં છું ને આંખમાંથી પાણી નીકળી પડે છે. નવીન બાબુની અને શાંતિ જીજીની યાદ આવ્યા જ કરે છે."

"ઘણા ભલા હતા દાકતરબાબુ નહીં?"

ગંગૂ મૂંગો રહ્યો.

"મને પણ ચેન નથી પડતું, ગંગૂ! એમ થાય છે કે ગામ છોડીને ક્યાંય દૂર દૂર ભાગી જાઉં."

"દૂર દૂર ભાગી જાઉં–હેં–મા...ક્યાં જશું દૂર દૂર!" ગંગૂ બોલ્યો.

"રામજી જાણે."

પછી આસપાસની વાતો નીકળી.

"રાધુ."

"હું."

"આજકાલ ગામમાં પાછી ચોરીઓ થવા લાગી છે."

"હા ભાઈ!"

"રામજી જાણે શું થશે?"

"કેમ એમ બોલે છે?"

"બસ, મન કહે છે કે કંઈ ઠીક નથી બધું."

"લે ખા–પછી વાતો કરજે."

"રોજ ને રોજ તમે ખાવાનું આપો છો...એ તો..."

"બોલવાનું નથી, ગંગૂ–લે ખા."

ગંગૂ મૂંગો મૂંગો ખાતો રહ્યો.

મોડી રાત સુધી બન્ને વાતો કરતાં રહ્યાં. જ્યારે ગંગૂ જવા લાગ્યો ત્યારે રાધુનું મન હલકું હતું. રસ્તા ઉપર જતાં ગંગૂનું ગાયન તે સાંભળતી રહી.

"હરિ કે ગુન ગાઉં..."

અને તે ક્યાંય સુધી ગંગૂનું ગાયન યાદ કરતી રહી. તેનું ઉન્મત્ત યૌવન–તેના હૃદયના ભાવો બધાને ઈશ્વર તરફ ઢાળવા પ્રયત્ન કરવા લાગી. રામાયણની ચોપાઈઓ તેને જેવી આવડતી હતી તેવી તે બોલવા લાગી અને રામ અને સીતાને યાદ કરવા લાગી.

× × ×

જીવનમાં અકસ્માતો બને છે. રાધુ જ્યારે સવારમાં ઊઠી ઘેર ગઈ ત્યારે એક તારવાળો ઊભો હતો. સવારના પહોરમાં તાર લઈ આ માણસ કેમ આવ્યો હશે? એકાએક તાર આવવાનું કારણ?

રાધુ જ્યારે અંદર પહોંચી ત્યારે તેણે જોયું, કે માથું પકડીને શેઠજી ઊભા હતા. એકાએક તેમને તમ્મર ચઢી.

"કાંય–કાંય!" સિલ્લુમા બોલી ઊઠ્યાં અને શેઠ જમીન ઉપર પડે તે પહેલાં ફરામજીનું જાડું શરીર સિલ્લુમાના ખોળામાં હતું.

"રાધુ! રાધુ!" ફાટે સાદે તેઓ બોલ્યાં, "પાણી લાવ."

જ્યારે શેઠજી શુદ્ધિમાં આવ્યા ત્યારે બોલ્યાઃ

"મને ઢોલીઆમાં લઈ જાવ."

"શું છે ફરામ, આ શું કરે છ, મને કાં ડરાવ!" રડતાં રડતાં સિલ્લુમા બોલ્યાં.

રાધુ ત્યાંથી ખસી ગઈ.

પલંગમાં પડી શેઠજી બોલ્યાઃ "સિલ્લુ! સિલ્લુ!"

"શું છે?"

"ગયું. બધું જ ગયું. હું ભિખારી થઇ ગયો."

વાત આમ હતી. ફરામજી શેઠે પોતાના જેટલા પૈસા હતા તે બધા ય સટ્ટામાં નાખ્યા હતા; અને તેમાં તેમના બધા જ પૈસા ડૂબ્યા હતા. આ ફટકો સખત હતો. અને તાર વાચતાં જ એકાએક તેમને તમ્મર આવી ગયાં હતાં.

"હવે શું કરીશ હું–મા ખોડાય! દાદા હોરમજદ!" તે બોલી ઊઠયા.

"આમ કાંય ગભરાય છ, ફરામ!"

"ઓહ! ખોડાય–ખોડાય!!" તેઓ માત્ર આટલું જ બોલ્યા. વધારે બોલી શકયા નહીં.

જ્યારે આ વાતની રાધુ અને હરજીને ખબર પડી ત્યારે તેઓ

પણ નિરાશાના વાતાવરણમાં ડૂબી ગયાં. બેબાકળાની જેમ એકબીજા સામું જોઇ રહ્યાં. હવે શું થશે? તેઓ વિચારી રહ્યાં.

"મારાં ઘરેનાં છ...મારા રૂપિયા છ...આમ કાંય કરે છ?" સિલ્લુમા બોલ્યાં.

પણ "ખોડાય! ખોડાય!" એ જ શબ્દો ફરામજી શેઠના મુખમાંથી નીકળ્યા.

બપોર પછી શેઠજી સ્વસ્થ થયા; તેમનું મુખ એવું લાગતું હતું કે જાણે કોઇ મહાન મંદવાડમાંથી તેઓ ઊઠયા ન હોય! જાણે તેમની કમ્મર ન ભાંગી ગઇ હોય!

જ્યારે હરજીને હરિવલ્લભ શેઠને બોલાવવા મોકલ્યો ત્યારે રાધુ આ અકસ્માતની ભીષણતા સમજી. "હે રામ! આ હરિવલ્લભને કાં બોલાવ્યો?" રાધુ મનમાં વિચારી રહી.

ઘરમાં પ્રવેશતાં જ હરિવલ્લભ શેઠે રાધુને જોઈ કહ્યું:

"રામ! રામ! કેમ છો?" અને તેનું નિર્દય હાસ્ય રાધુના હૃદયને વીંધીને ચાલ્યું ગયું.

અંદર પહોંચતાં જ "હરિ! હરિ!! હરિ!!" તેઓએ ઉચ્ચાર્યું અને બોલ્યા:

"શેઠસા'બ! ઘણો ખોટો હોળો ગ્યો તો." પોતાની ભાષામાં તેઓ બોલ્યા.

શેઠજી અને હરિવલ્લભ વચ્ચે વાટાઘાટ શરૂ થઇ. પત્ની ત્યાં હાજર ન રહ્યાં. તેઓ તો રસોડામાં કામ કરતાં કરતાં ખેવેસાની ગાથાઓ બોલતાં બોલતાં પ્રભુસ્મરણ કરતાં રહ્યાં.

બીજે દિવસે ગામ આખામાં આ વાત પ્રસરી ગઈ. શેઠજીના બધા પૈસા ડૂબ્યા છે; અને પૈસા પાસે ન હોવાથી ઘર, વાડી, દારૂનો કોન્ટ્રાકટ વગેરે બધું ય શેઠજીએ હરિવલ્લભ શેઠને વેચી દીધું છે.

રાધુને જ્યારે આ ખબર પડી ત્યારે તે રડી પડી. તે દિવસે

સાંજે શેઠજીએ રાધુને બોલાવી કહ્યું:

"ડીકરી! ખોડાયજીની જે મરજી હોય છ: ટે ઠાય છ. આ ઘર છોરતાં મને કંઇ કંઇ દાય છ પન શું કરું ડીકરી. અહીં આવ, અહીં આવ."

રાધુ શેઠજી પાસે આવી. શેઠજીએ તેના માથા ઉપર હાથ ફેરવતાં કહ્યું:

"પેલી નાની વાડી હું ટને ને હરજીને સોંપી જાઉં છું, માય! એ ટમારી છ. બાકીનું બદ્ધું વેંચી નાખ્યું છ, માય. આમ કાંય રરે છ."

રાધુને બાળકની જેમ રડતી જોઇ શેઠજી બોલ્યા.

"અમો આ ગામ છોરીને કાલે જ જઈશું."

આ ફટકો રાધુને માટે અસહ્ય હતો. જમીન ઉપર આળોટતી રાધુ એક બાળકની જેમ તરફડિયાં મારવા લાગી.

સિલ્લુમાઈએ જ્યારે આવી તેને ખૂબ સમજાવી ત્યારે જ તે માંડમાંડ ઊઠી.

દિવસ આખો કંઈ તેણે ખાધું નહીં. રડીરડી તેની આંખો સૂજી ગઇ હતી. "હે રામજી! આ શું કર્યું તેં?"

હરજી તો એટલો ડરી ગયો હતો કે તે એક શબ્દ પણ બોલી શક્યો નહીં.

બીજે દિવસે ઘરનું વાતાવરણ ગમગીન હતું. બધો સામાન ગાડામાં ભરાઇને ચાલ્યો ગયો હતો.

નિરાશાની પ્રતિમૂર્તિ શા શેઠ આમથી તેમ ઘરમાં આંટા મારતા હતા. સિલ્લુમાઈએ અજબ ધૈર્ય ધારણ કર્યું હતું. જાણે કંઈ જ ન બન્યું હોય તેવો તેમણે ભાવ ધારણ કર્યો હતો.

"ટાં જઇને બીજું કામ હાઠ લેસું, ફરામ! મારા પૈસા ટો છે. મારાં ઘરેનાં બી છે—સમજીયો!"

"ખોડાય ! હું કર ઇ ખરી." તે માત્ર આટલું જ બોલતા.

રાધુએ નક્કી કર્યું હતું કે તે રડશે નહીં...પણ જ્યારે શેઠ અને શેઠાણી ઘરને, ઘરનાં આંગણાંને, ઘરના લીમડાને છેલ્લી વિદાય આપી, ભીની આંખે ગાડીમાં બેઠા; ત્યારે તેનાથી રહી શકાયું નહીં—તે એક ખૂણામાં જઈ બાળકની જેમ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. હરજી પોતાની ઘોડી ઉપર ચઢી છેલ્લો સામાન ગાડીમાં ગોઠવી રહ્યો હતો.

શેઠ અને શેઠાણી ગાડીમાં બેઠાં.

"રાધુ ક્યાં ?" સિલ્લુમાઇ બોલ્યાં.

"રાધુ ! રાધુ !" હરજીએ બૂમ પાડી.

માંડમાંડ સ્વસ્થ થઇ રાધુ આંખો લૂછી ત્યાં આવી.

"અહીં આવ, માય." સિલ્લુમાઇએ રાધુને પાસે બોલાવી કહ્યું. અને પછી રાધુના માથા ઉપર હાથ મૂકી કહ્યું: "લે ડીકરી ! આ !" અને તેના હાથમાં પંદર રૂપિયા મૂક્યા.

પછી શેઠજીએ રાધુને બોલાવી તેના હાથમાં દશ રૂપિયા મૂક્યા. રાધુ ના પાડી શકી નહીં. ના પાડવાથી આ બન્નેનાં હૃદય દુખાશે તે રાધુ સમજતી હતી. હરજીને બોલાવી તેને પણ બક્ષિસ આપી કહ્યું:

"ચલાવ ગાડી ! ડાડા હોરમઝદ ! !"

અને ગાડી જ્યારે ચાલતી થઇ ત્યારે રાધુ અંદર જઇ દારુના પીપવાળા ઓરડામાં આવી, એક ગૂણિયા ઉપર ધમ્મ કરતી પડી અને અશ્રુ સારવા લાગી.

ક્યાં સુધી તે રડતી રહી તેની તેને ખબર ન પડી.

"રાધુ !" હરજીએ આવી તેના ખભા ઉપર હાથ મૂકી કહ્યું. "રાધુ આમ શું કરે છે ? તું રડીશ તો..."

અને પછી હરજી રાધુના માથા પર હાથ ફેરવવા લાગ્યો.

## [ ૧૪ ]

ક્યાં સુધી રાધુ નિશ્ચેષ્ટની જેમ પડી રહી, અને ક્યાં સુધી હરજી તેને સાંત્વના આપતો રહ્યો—બન્નેમાંથી કોઇને ખબર પડી નહીં.

બારણામાં પાલુ આવી ઊભી રહી અને બોલીઃ

" એ બાપા ! ટીપુંક આપજો. " ત્યારે રાધુનું ધ્યાન ગયું.

તે એકાએક ઊભી થઈ, મોઢું ધોઇને આવી.

" હરજી, હમણાં જ ઘર ખાલી કરવું પડશે. " તે બોલી.

" કેમ બા ! ઉતાવળાં ? " પાલુ બોલી.

" પાલુ ! આજથી દુકાન બંધ છે. "

" કેમ ? "

" બસ. "

" અરે રામ ! મેં સાંભળ્યું ખરું. છેલ્લો દિવસ છે. ધરમ કરતા જાઓ, બાપુ. "

જેવો હરજી દારુ કાઢવા નળની ટોટી ખોલે છે કે રૂદ્ર સ્વરૂપ હરિવલ્લભનું પદારોપણ થાય છે.

"ચોરી ! ચોરી !" હરજી ડઘવાઈ ગયો.

"જતાં જતાં પણ ચોરી કરે છે, હરામખોર..." શેઠ ત્રાડૂક્યા.

હરજીનો પિત્તો ઊછળ્યો.

"એ ! મોઢું સંભાળીને બોલજે." હરજી બોલ્યો.

"ચોરીની ચોરી ઉપર શિરજોરી કરે છે, કેમ ?"

"ચોરી કરે ઇ બીજા. ગરીબને આપવામાં ચોરી ન હોય."

"જોયો મોટો ગરીબુંને મદદ કરવાવાળો. બાપનો માલ છે કેમ ?"

"એ બાપ સામું ન જતો, શેઠ."

"બેસ, બેસ. બાપની સગો."

હરજીથી રહેવાયું નહીં. તે શેઠજી ઉપર કૂદ્યો. તેનો હાથ શેઠજીના માથા ઉપર પડતાં શેઠજીની પાઘડી જમીન ઉપર પડી ગઈ અને શેઠજી નિસ્તેજ શા થઈ...

"પણ ભાઇશા'બ...ભાઈશા'બ...રાધુ..." હરિવલ્લભ શેઠ બરાડી ઊઠ્યા.

દોડતી દોડતી રાધુ આવી પહોંચી.

"શું છે ?"

"જો...જો...હરજી સામો થાય છે...એ...એ. હું. હું..." શેઠજી હાંફતાં હાંફતાં ડરતા ડરતા બોલ્યા.

"પોલીસને બોલાવી..."

"બોલાવ તારા પોલીસને...મારો બે..." અને હરજી ફરીથી શેઠ ઉપર ધસ્યો.

રાધુ વચમાં પડી બોલી:

"હરજી..."

રાધુનો આદેશયુક્ત અવાજ સાંભળી હરજી પાછળ ખસી ગયો. બિચારા શેઠજી ધ્રૂજતા ધ્રૂજતા લંગોટી સંભાળતા ઘર બહાર દોડ્યા અને ત્યાંથી જ બૂમબરાડા પાડવા લાગ્યા.

"મ...મને ડરાવે છે...હું...હું કોણ? ત...ત...તું હમજે છે કંઇ તારા મનમાં" અને પછી પોતાની ભાષામાં "મૂં થારો સારો ઘમંડ ચૂરચૂર...હાં ભૂલા દુંગો. સમજે હે કંઇ થારા મનમેં. હેં...હેં ચોરી પર સરજોરી કરે હૈ."

"શેઠજી! બૂમબરાડા પાડો મા." રાધુએ સત્તાવાહી સ્વરોમાં કહ્યું.

"તો...તો...ઘર ખાલી કરી નાખો. મૂં...મૂં...ઈ ઘર કો ધણી હું...હાં. હાં" હાંફતા હાંફતા હાથ ઉછાળી તે બોલવા લાગ્યા. તેમના બૂમબરાડા સાંભળી આસપાસના લોકો ભેગા થઇ ગયા હતા. આ જોઈ શેઠજીને હિમ્મત આવી.

"દેખ્યું ના–દેખ્યું ના...ઓ હરામખોર! બંદૂક લેકે ખડો હો ગ્યો કે ઘર નહીં છોડું. ઈ કા બાપકો ઘર હૈ? શેઠજી ફરામજી નકદ પાંચ હજાર રૂપિયામાં ઘરબાર સબ ખેંચ ગ્યા હે–હે...કંઈ સમજે મનમેં...હં."

"કંઇ હૈ શેઠજી." આસપાસના લોકો પૂછવા લાગ્યા.

"શેઠજી! ઘર છોડીને અમે જઈએ છીએ. બૂમબરાડા ખોટા શા માટે પાડો છો?"

"ઓહ રાધુ! મેં કાં બૂમબરાડા પાડું–તારા મનખને હમજાવી દે કે આમ કરે નીં–નીં તો—હં...હે...પુલિસ કે હવાલે..."

"પોલીસનો ડર બતાવશો નહીં. અમે તો તમારા આવવા પહેલાં જ ઘર છોડીને જવાના હતા."

"ઓહ! ઓહ!!" આવેગ શાંત પડતાં શેઠજી બોલ્યા: "એમ વાત છે? ઘર છોડીને જાઓ છો? હરિ! હરિ!!"

"રાધુ, મને ઘણું દુઃખ થાય છે પણ શું થાય?..."

એક માણસ દોડતો દોડતો આવ્યો અને હાંફળોફાંફળો તે બોલ્યો.

"સરકાર–સરકાર! ધાડ પડી–ધાડ પડી. દોડો, દોડો."

ફાટેલા ડોળાએ શેઠજીએ પૂછ્યું:

"હેં! શું કહ્યું? ધાડ!"

"હા. અન્નદાતા! ધોળે દા'ડે ધાડ. બુકાનીવાળા ચાર માણસો આપણી દુકાન તોડી બસો રૂપિયાની રકમ ઉચાપત કરી ગયા. દોડો, દોડો."

"હે રામજી!" ફાટેલા ડોળાએ શેઠજી બોલ્યા અને જમીન ઉપર જ ફસકી પડયા.

"હં. હં..." રાઘુ દોડતી આવી બોલી.

પાણી છાંટવાની ક્રિયા પશ્ચાત્ જ્યારે શેઠજી ભાનમાં આવ્યા ત્યારે બોલ્યા:

"મારે ઘેર ધાડ?"

"હા, બાપુ."

"પોલિસ, પોલિસ!!" તેઓએ બૂમ પાડી.

"બાપુ–પોલિસ આવ્યા તે પહેલાં તો બંદૂકોના ધડાકા કરતા તે લોકો નાસી ગયા."

"નાસી ગયા?"

"હા."

"કોઈ પણ ન પકડાયું?"

"ના."

"પૈસા ગયા?"

"ગયા."

"બસો રૂપિયા?"

"હા, બસો પૂરા."

"એક પાઈ બચી નહીં સિલીકમાંથી?"

"ના."

"હરે રામ!" તેઓ બોલ્યા અને પાછા બાળકની જેમ હાથ પછાડવા લાગ્યા.

"શેઠજી! રામજીની માયા." હરજીએ આવી કહ્યું: "જેવી તેની મરજી. બસો રૂપિયા તો શરીરનો મેલ."

"મેલ ?! બેટા! પૈસા પેદા કરવા સે'લા નથી."

"સે'લા છે બાપુ, સે'લા! ગામડાના ખેડૂતો હોય–વ્યાજ લેવાવાળા..."

"વ્યાજ લેવાવાળા..."

"એ હરજી, મોડું..."

"હરજી ચાલ." રાધુ બોલી.

એક ટોપલામાં બેચાર તપેલી, વાટકા, વેલણ વગેરે જે શેઠાણીએ આપ્યું હતું તેને માથા ઉપર મૂકી–તે ત્યાં આવી બોલી.

"ચાલ, પેલા ગાભા ઉપાડી લે."

જ્યારે બન્ને પોતાનું આ રાચરચીલું ઉપાડી શેઠજીનાં ઘરને છોડીને ચાલતાં થયાં ત્યારે આકાશમાં ચંદ્ર ઊગ્યો હતો. પૂર્ણિમાનો ચંદ્ર...રાધુ એકીટશે જોઇ રહી......તેના હૃદયમાં હાહાકાર થઈ રહ્યો.

રાધુના મનમાં અનેક લાગણીઓ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું હતું. આ જ ઘરમાં તેને સ્થાન મળ્યું હતું, જ્યારે તે સાવ નિરાધાર હતી. શેઠ અને શેઠાણી બન્ને કેટલાં માયાળુ હતાં? તેને બાળકની જેમ સાચવીને રાખતાં હતાં. જતી વખતે પણ ખેતર ને રૂપિયા આપતા ગયા. કેવી આફત આવી પડી તેમના માથે?

અને એ વિચાર આવતાં–તેમનો સ્નેહ યાદ આવતાં–રાધુની આંખમાંથી પાણી પડવા લાગ્યું.

આ ઘર, તેનો ચોક, તેની વચ્ચેનો લીમડો–એ બધું ય ગયું; અને ચાલ્યું ગયું હરિવલ્લભ શેઠના હાથમાં. હવે કોઇ દિવસ આ ઘરમાં પગ મૂકી શકશે નહીં; આજે પાછી તે નિઃસહાય અને નિરાધાર છે. દાક્તરબાપુ અને તેમનાં છોકરાં કોઇ અહીં નથી.

અને ફરી શોકનો વેગ વધતાં રસ્તા ઉપર ચાલતાં ચાલતાં

તે રડવા લાગી.

તેઓ જ્યારે વાડીએ આવી પહોંચ્યાં ત્યારે ચાંદની ચારેકોર રેલાઇ ગઇ હતી. તંબૂરાના તારોને ઝણઝણાટી આપતો ગંગૂ ગાઇ રહ્યો હતો:

"સબ કો સાઇ તું, સબ કો સાઈ તું, સુખમેં દુઃખમેં, સબ કો સાઇ તું;
પવનમેં, પાણીમેં, ભૂમિમેં, નભમેં, જિત દેખો ઉત દીખે સાંવરો તું;
સબ કો સાઈ તું, સબ કો સાઈ તું."

જાણે તેના દુઃખી હૃદયને સાંત્વના આપતું હોય તેવું આ ગીત સાંભળી રાધુનું હૃદય વધારે ભરાઈ ગયું. અને તેની આંખમાંથી બમણા વેગથી આંસુ સરી પડ્યાં.

તે ઊભી ઊભી ગીત સાંભળવા લાગી.

જલમેં તું, થલમેં તું, ચહું દિશ દીખે સાંવરો તું.
તું હે દુઃખીમેં, સુખીમેં તું. સબકો સાંઈ રે–રે–સબમેં સાઇ તું.

ગીત પૂરું કરી ગંગૂ બોલ્યો:

"રામરામ, હરજી ભૈયા, રામરામ."

"રામરામ." હરજીએ ખેદભર્યા સ્વરે કહ્યું.

"તું અહીં ક્યાંથી, ગંગૂ?"

"મેં સાંભળ્યું કે તમે આવો છો એટલે થયું ચાલો બે ઘડી ગપ્પાં મારી આવું."

"હા બાપુ. હવે તો અમે પણ ઘરબાર વગરનાં છીએ."

"એમ બોલશો મા. ઉપર આભ ને નીચે જમીન–આવું મોટું રહેવાનું સ્થળ ને તમે..."

"ખરું છે ગંગૂ!" રાધુથી બોલાઈ ગયું.

ક્યાંય સુધી સુખદુઃખની વાતો ચાલતી રહી.

"બહુ જ કપરા દિવસો સામે છે." હરજીએ કહ્યું.

"રામજીની રક્ષા બાપુ. એ ધણી આપી રહેશે."

ધૂણી સળગેલી હતી.

"રાધુ ખાવાનું તો... ..." હરજીથી બોલાઈ ગયું.

"જુઓને વાડીમાંથી સકરિયાં કાઢી તમારે માટે આમાં–પેલી રાખમાં–તૈયાર રાખ્યાં છે." ગંગૂએ કહ્યું.

"વાહ ગંગૂ! તું પણ ગજબનો છે. આજ તો સકરિયાં ખાઇને જ રાત કાઢવી પડશે." હરજી બોલ્યો.

"હા. એમાં શું?" ગંગૂ બોલ્યો.

રાખના ઢગલામાંથી સકરિયાં કાઢી ત્રણે જણે ખાધાં.

ગંગૂ જતી વખતે કહેતો ગયો.

"રાધુમા! કોઇ જાતની ચિંતા ન કરશો. આ નાની વાડી છે તે જ તમારી છે. મા તેમાંથી..."

"હા ભાઈ."

અને પછી ગંગૂ ચાલતો થયો ને "હરિ કે ગુન ગાઉં મેં...હરિ કે ગુન ગાઉં મેં..." ગાતો ગાતો હરિના ગુણની ધૂન જાણે ત્યાં મૂકતો ગયો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ રાધુનું મન વ્યગ્ર થવા લાગ્યું.

"ટોપામાં જ આજ રાત તો ગાળવી પડશે, રાધુ."

"હા. છૂટકો નથી." કાલથી એક ઝૂંપડી જેવું અહીં બનાવી લેવું પડશે."

"ખરું."

અને પછી બન્ને જણ ટોપામાં આવી લાગ્યાં.

થોડી વાર પછી રાધુએ કહ્યું:

"કાલે જ ગંગાને બોલાવી લાવું."

"કેમ?"

"કેમ પૂછો છો? તે બિચારી..."

"ઉતાવળ શી છે રાધુ?" તે વખતે નીચેથી અવાજ આવ્યો.

"ઉતાવળ નથી તો હું પાછી જાઉં છું. રહો સુખેથી." એ શબ્દો ગંગાના હતા.

"અરે ! ગંગા ! ઓ મા ! ક્યારે આવી ?" રાધુ બોલી ઊઠી.

ગંગાએ જવાબ ન આપ્યો.

"આવ, આવ, મા ! હું તો તને બોલાવવા આવવાની હતી." રાધુ બોલી.

હરજીનું મુખ જોવા જેવું હતું.

"ના, ના. હું આવવાની નથી. મારે આવવાનું કામ નથી. તમ તમારે લહેરથી રહો." જતાં જતાં ગંગા બોલી અને પવનવેગે ત્યાંથી દોડી ગઈ.

રાધુ સાશ્ચર્ય આ જોઈ રહી. તેણે જોયું કે ગંગા ગાંડાની જેમ દોડતી જઈ રહી છે.

રાધુ ગંગાના હૃદયના ભાવો કળી ગઇ. તેણે આ દુઃખના સમાચાર સાંભળ્યા હશે. આ સમાચાર સાંભળી તેને દુઃખ થયું હશે. કદાચ તે પેલે ઘેર ગઇ હશે ત્યાંથી તેને ખબર પડી હશે કે ઘર તો હરિવલ્લભ શેઠે લઇ લીધું છે અને બન્ને જણ વાડીમાં ચાલ્યાં ગયાં છે; ત્યારે તે અહીં આવી હશે. નીચે ઊભી તેણે ઉપરની વાતો સાંભળી હશે; અને હરજીના શબ્દોએ–'ઉતાવળ શી છે'–તેના બાલ્યહૃદયના ટુકડેટુકડા કરી નાખ્યા હશે.

હરજી એક શબ્દ પણ બોલ્યો નહીં–બોલી શક્યો નહીં. રાધુ પણ કિંકર્તવ્યવિમૂઢશી કેટલીયે વાર જેમની તેમ બેઠી રહી. તેને સૂઝ્યું નહીં. "હવે તે શું કરે ?"

કેટલીય વાર સુધી બન્ને જણ મૂંગાં બેઠાં રહ્યાં.

'હે રામ !" માત્ર આટલું જ રાધુના મુખમાંથી નીકળ્યું. પછી જાણે કંઇક નિશ્ચય કર્યો હોય તેમ તે બોલી.

"હું જાઉં છું."

"ક્યાં ?" હરજીથી બોલાઇ ગયું. રાધુ નીચે ઊતરી. "પણ ક્યાં જાય છે ?"

"જાઉં છું." તે માત્ર આટલું જ બોલી.

"હું પણ આવું છું. ઊભી રહે."

"તમારું કંઇ કામ નથી. ત્યાં જ રહો."

"પણ..."

પણ એક શબ્દ પણ સાંભળ્યા વિના રાધુ ત્યાંથી દ્રુત ગતિએ પોતાના વિકૃત પગોને વેગથી ઉપાડતી ચાલી નીકળી.

"રામજી! આ તો જો..." હરજી બોલ્યો.

થોડી વાર પછી ઘોડી ઉપાડી તે ઘોડી ઉપર ઠેકતો ઠેકતો આગળ વધવા લાગ્યો. રાધુ ચાલી નીકળી.

ધૂળથી ઢંકાયેલો નિર્જન રસ્તો ચાંદનીમાં ચમકતો હતો. ઉપર આકાશમાં તારકો હસતા હતા. શું તેની આ દયનીય દશા જોઈ તેઓ આનંદ માણતા હતા? તેથી જ ચાંદની આજે મુક્ત હાસ્યે ચારેકોર વેરાઈ હતી?

તળાવ છોડીને તે રસ્તા ઉપર ચાલવા લાગી. ગામ છોડયું અને ચારેકોર કાંટાની ઝાડીઓ દૂર દૂર સુધી વેરાયેલી દેખાતી હતી.

આ બધા એક સામટા બનાવોએ રાધુને ગાંડી બનાવી દીધી. દાક્તરબાબુ ગયા અને ગયાં તેમની સાથે તેનાં એક માત્ર આધાર જેવાં બન્ને બાલુડાં...અને નવીનની યાદમાં–તો તેને જાણે ફરીવાર રડવું આવવા લાગ્યું. જાણે આ ઓછું હોય તેમ ફરામજી શેઠ ઉપર પણ વિપતિ આવી અને તે પણ આવી નિઃસહાય સ્થિતિમાં ગામ છોડી ચાલતા થયા. તેણે થોડીવાર પહેલાં જ ગંગૂનાં મીઠાં વચનો સાંભળ્યાં હતાં અને એને થયું હતું–ભલેને દુઃખ આવે. ભલેને ગમે તેવી વિટંબણા આવે પણ તે સ્નેહ હશે. ઈશ્વરમાં શ્રદ્ધા હોય તો બધું ય સારું થશે.

એ બધું સાંભળી–પેલું સુમધુર ગીત સાંભળી–તેના હૃદયની અશાંતિ સહેજ ઓછી થઈ હતી. તેણે ધાર્યું હતું કે આ જ વાડીમાં

એક ઝૂંપડી બનાવી તે રહેશે. કાલે જ ગંગાને બોલાવીને લઈ આવશે, અને પછી ત્રણે જણ સ્નેહ અને સંપથી આનંદથી ત્યાં રહેશે. ગમે તેવી પરિસ્થિતિ આવશે પણ તે ધૈર્ય છોડશે નહીં. દુઃખને, અશાંતિને પોતાની પાસે આવવા દેશે નહીં...અને ત્યાં આ શું થયું ?

ગંગાનું ચાલ્યું જવું, હરજીનું તેના વિષેનું મૌન, એ બધુંય તેને સાલતું હતું. તેને લાગતું હતું કે બન્ને વચ્ચે વૈમનસ્ય અવશ્ય જામ્યું છે પણ કારણ ? કારણ જાણવા તે મથતી હતી; પણ જાણી શકી ન હતી. હરજી શા માટે ઉદાસ રહેતો હતો. શા માટે તે પત્નીની અવહેલના કરતો હતો ?

મને તે ચાહે છે તેથી ? પણ મને ભલેને ચાહતો. ચાહવાની ક્યાં ના પાડું છું, પણ તેથી પોતાની પત્ની તરફ શા માટે તે અવહેલનાની નજરે જુએ છે ?

આનું કારણ તેનું ભોળું હૃદય સમજી શક્યું નહીં.

જેમ જેમ તે આગળ વધતી હતી તેમ તેમ તેનો વિષાદ ઘેરો બનતો હતો.

ગામડાનું પાદર આવ્યું. શિયાળવાનું રુદન સંભળાતું હતું. રાનમાંથી કોઈ કોઈ વાર કોઈ વરૂનો અવાજ પણ સંભળાતો હતો. તમરાં ખેતરોમાંથી તમતમ અવાજ કરતાં હતાં.

પાદર છોડીને ગામમાં પ્રવેશી, ગલીઓ વટાવી તે એક ટેકરા ઉપર ઊભેલ ગંગાની ઝૂંપડી પાસે આવી લાગી.

"કેમ પાછી આવી ગઈ રાંડ ?" માતા પુત્રીને વઢતી હતી.

"આવી ગઈ. બસ, હવે હું ત્યાં જવાની નથી." રડતી રડતી બાળા બોલતી હતી.

"પણ કારણ ?"

"બસ. કારણબારણ પૂછતી નહીં." અને તેમ કહી ગંગા પોતાના તૂટેલા ખાટલામાં પડી. અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

તેનું હૃદય કપાઈ રહ્યું હતું. ઈર્ષ્યાની આગથી બળી રહ્યું હતું.

" ગંગાની મા ! ઓ ગંગાની મા ! ! "

" કુણ સે ? "

" એ રાધુ. "

રાધુનું નામ સાંભળતાં જ ગંગા ખાટલામાં ટટાર થઈને બેસી ગઈ. તેની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો.

" આવો ! "

" ગંગા ! કેમ પાછી આવી ગઈ ? " રાધુએ અત્યંત સ્નેહથી કહ્યું.

" ચાલી જા, ચાલી જા મારા ઘરમાંથી." ગંગા ત્રાડુકીને બોલી.

રાધુ આ શબ્દો સાંભળી હેબતાઇ ગઇ.

" ગંગા ! " માતાએ આંખ કાઢી કહ્યું.

" તમે મને મારી નાખશો ત્યારે જ જંપશો. શા માટે તેં મને ત્યાં પરણાવી મા..." અને પછી તે જોરજોરથી રડવા લાગી.

" છે શું પણ આ બધું ? " ગંગાની મા બોલી ઊઠી.

" પૂછ-પૂછ, મારી શોક્ય ને." ગંગા બેઠી થઇ હાથો ઊંચા કરી ગરજી.

" ઓય માડી, આ શું બોલે છે. " ગંગાની મા બોલી.

" હા...હા...આ બધું જાણીને તેં શા માટે શા માટે...મને પરણાવી મા." હૃદય જાણે ફાટતું હોય એવા આવેશથી ગંગા બોલી.

"ગંગા" રાધુ પોતાના હૃદયને સંભાળતી; દીન વદને માંડમાંડ બોલી શકી.

" મરી ગઇ ગંગા ! જાઓ. જાઓ. ચાલ્યાં જાઓ મારા ઘરમાંથી. રહો લહેરથી તેની સાથે. આમ જ હતું તો શા માટે—શા માટે મને...આહ..." અને પછી પાછી ધમ્મ કરતીને તે ખાટલામાં પડી, અને રડવા લાગી.

રાધુ હતાશ થઈ ગઇ. આ શબ્દોએ તેની ચેતના–બુદ્ધિને જાણે હણી નાખી. આ શબ્દો સાંભળવા તે અહીં આવી હતી? તે તો આવી હતી ગંગાને સમજાવીપટાવીને ઘેર લઈ જવા અને આ બધું શું થઇ ગયું? તેનું સ્વમાન હણાયું હતું. તેના ઉપર આવો નીચ આરોપ મૂકવામાં આવ્યો હતો.

ક્યાંય સુધી તે મૂઢની જેમ બેસી રહી.

" ગંગા, બધું જ ખોટું... "

" ખોટું. ખોટું...પૂછો ગામના લોકોને. પૂછો."

" શું પૂછવાનું છે? " હરજીએ ઘરમાં પ્રવેશતાં કહ્યું.

" તમે શા માટે અહીં આવ્યા? " હરજીને આવતો જોઇ ક્રોધમાં રાધુ બોલી.

" આવીશ. જરૂર આવીશ, કેમ ન આવું. એને ચોટલે ઝાલીને... "

" ચોટલે ઝાલીને...લઈ જાઓને તમારીને ચોટલે ઝાલીને." ગંગા બોલી.

" બસ, મોઢું બંધ કર. ચાલ ઊભી થા. આવે છે કે નહીં?"

" નહીં આવું. નહીં આવું. થાય તે કરી લે."...ગંગા બોલી ઊઠી.

રાધુ આ સહી શકી નહીં.

અને એક પણ શબ્દ બોલ્યા વિના રાધુ ઘરની બહાર નીકળી ગઈ, અને ગલીઓને વટાવતી કૂતરાઓના જૂથમાં લડથડિયાં ખાતી તે ચાલી નીકળી.

એક ક્ષણ હતબુધ્ધિ શો હરજી ઊભો રહ્યો. તેને સૂઝયું નહીં શું બોલવું, શું કરવું. પછી તે પણ મૂંગો મૂંગો ત્યાંથી ચાલતો થયો.

બન્નેના ગયા પછી ક્યાં સુધી ગંગા રડતી રહી!

વાડીમાં આવી રાધુ "ટોપા"માં ગઇ અને બધીય ઘટના ઉપર વિચાર કરવા લાગી. તેનું મન ગ્લાનિથી ભરાઈ ગયું. આ છે

જીવન ? જીવનમાં આ બધું શા માટે બનતું હશે ? તે વિચારી રહી. તેને ક્યાંય ચેન પડ્યું નહીં. અને પછી તેના હૃદયનો શોક વધતાં તે બાળકની જેમ રડી પડી.

"રાધુ ! આમ શું કરે છે ?" હરજીએ ઉપર આવી કહ્યું.

"મને છેડીશ નહીં. હરજી !" ક્રોધના આવેશમાં તે બોલી.

હરજીનું હૃદય ઘવાયું.

"બસ, ચારે તરફથી મને તો જોડાજ છે. તે પણ મારી નહીં અને તું પણ મારી નહીં." હરજી બોલ્યો.

તો પણ રાધુ કંઈ બોલી નહીં અને ગોદડામાં મોઢું છુપાવી રડતી રહી.

હરજી બેબાકળો આ બધું જોતો રહ્યો, તે પણ કંઈ બોલ્યો નહીં.

*

[ ૧૫ ]

**ગંગૂ** પોતાની પતરાંની પેટીમાં—અથવા ઓરડીમાં કહો તો ઓરડીમાં બેઠો હતો. શાંતિ મેળવવા તે ખૂબ મથતો હતો. ગામમાંથી તેને માંડમાંડ પેટપૂરતું ખાવાનું મળતું હતું. કોઈ કોઈ દિવસ તો પેટપૂરતું પણ મળતું નહીં. અરધો રોટલો પણ મળતો તો તે સંતોષથી ખાઈ પાણી પી લેતો અને પછી પોતાના ઝૂલામાં પડ્યો રહેતો.

દાક્તરબાબુના ઘર સામે રહેવું તેને ગમતું નથી. વારંવાર કોની યાદ આવ્યા કરે છે? પેલી ભોળી ભોળી કોની આંખો તેની સામે તરવરે છે? શાંતિ અને નવીન—અહીં કોઇ નથી. નવા દાક્તરબાબુને છોકરાં નથી. પતિ ને પત્ની બે જ જણ છે. પત્ની તો એટલો પડદો પાળે છે કે હજી તેમનાં દર્શન થયાં નથી. અને દાક્તરબાબુનાં જે દિવસ તેને દર્શન થયાં ત્યારે તો તે ડરી ગયો હતો. એમની આંખો એટલી તો મોટી લાગી હતી અને તે એવી ટગુર ટગર તેની ઓરડી સામે તાકીને જોતી હતી, કે હરજીએ તો આંખો જ બંધ કરી દીધી હતી. અને પછી દાક્તરબાબુએ નોકરને પૂછ્યું હતું.

"કોન હે યે?"

"બાબુસા'બ ! એ તો ગંગૂ."

"કોન ગંગૂ ?"

"સા'બ ! ભિખારી."

"ઇધર કયોં રહતા હૈ ?"

"સા'બ અહીં રહે છે તેથી."

"યાની ?"

"યાની સા'બ ! અહીં જ રહે છે—વર્ષોથી રહે છે, સા'બ. અહીંજ રે' છે હજૂર!" નોકર બોલતો હતો.

"યહીં રહતા હૈ ?"

દાક્તરબાબુ એક લાંબા ભરાવદાર વિશાળ નેત્રોવાળા કાયસ્થ ગૃહસ્થ હતા. અને તેમણે ઉપરના શબ્દો તિરસ્કારથી કહ્યા હતા. પછી તેઓ ચાલ્યા ગયા હતા.

તે દિવસે સવારના ગંગૂ ગામની પ્રદક્ષિણા ફરી હમણાં જ પોતાની ઓરડીએ આવ્યો હતો.

"રામરામ, ગંગુભૈયા !" ગજજુએ આવી કહ્યું.

"રામરામ."

"કેમ સો ?"

"ઠીક છે." અને ગંગૂ સમજ્યો 'કેમ સો' એટલે તમાકુ બમાકુ લાવો. ગૂંઠણુ સુધી પહેરેલ ફાટેલા, અનેક જગ્યાએથી સીવેલા ધોતિયાની કેડેથી તમાકુની કોથળી કાઢી ગંગૂએ કહ્યુંઃ "લ્યો, પીઓ. ખેંચો દમ."

પોતાની ચલમમાં તમાકુ ભરી, દમ ખેંચતાં ખાંસી ખાતાં ખાતાં ગજજુએ કહ્યું.

"બડો ચંદ છે આ દાક્તર."

"એમ ?"

"હા. સાંભળ્યું કે ની ?"

"ના, શું ?"

"અરે ભલાભાઈ! ગામમાં શેં છો કે ગામ બા'ર."

"ગામમાં હુંને ભાઈ."

"તો યે સાંભળ્યું નહીં?"

"નહીં."

"અરે મારા રામ! તમે પણ ગજબના ભોળા ભટ છો."

ગંગૂ મૂંગો રહ્યો.

"પાંચસો રૂપિયા."

"શું પાંચસો રૂપિયા?"

"સમજ્યા નહીં?" જાણે પોતે સર્વજ્ઞાતા હોય એવા ભાવથી ગજ્જુ બોલ્યો.

"અરે ભાયલા! ગજબના ભોળા."

"પણ શું પાંચસો રૂપિયા?"

"હા...હ...હ..." હસતો હસતો ગજ્જુ બોલ્યો.

"શું પણ?"

"અરે...હ...હ...પાંચસો રૂપિયા પડાવ્યા પાંચસો."

"કોણે?"

"દાક્તરબાબુએ."

"કોની પાસેથી?"

"કોની પાસેથી–હ...હ..."

ગંગૂ ગજ્જુનું આ મત્તહાસ્ય નિરખી રહ્યો. આમાં હસવાનું શું હતું તે તે સમજી શક્યો નહીં.

"અરે–મખીચૂસ હરિવલ્લભ પાસેથી પાંચસો રૂપિયા પડાવ્યા."

"હેં!"

"અરે હા–હા.!"

"કેવી રીતે?"

"એને તમે સમજશો નહીં."

અને પછી બોલ્યો.

"એક પુલિસનો કેસ હતો. તેમાં થાણુદારબાબુ ને દાક્તર બાબુ–બન્ને થઈ ગયા ભેગા–અને એને એવો ગભરાવ્યો–એવો ડરાવ્યો કે...હ...હ..."

"કેમ ?"

"અરે ! હું છાનોમાનો જોતો હતો. ઓરડામાં થાણદારબાબુ ને દાક્તરબાબુ બેઠા હતા અને ગરીબડી ગાય જેવા શેઠજી બેઠા હતા. થાણદાર કે', "શેઠજી આમાં તમારો હાથ છે. એના બધાય પુરાવા મળ્યા છે. પેલા અસામીને મરાવવામાં તમારો જ હાથ હતો..." "પણ હજૂર...હ...હજૂર...ખોટી..." શેઠજી બબડતા હતા "જૂઠું, ખોટી વાત. મારી પાસે પુરાવા છે. અને આસામીને હાથમાં એટલું વાગ્યું છે કે હવે તે જીવન આખામાં કંઇ કામ નહીં કરી શકે." "હેં ડાગડરજી, સાચી વાત કંઈ..." શેઠજીએ પૂછ્યું; ત્યારે દાક્તરબાબુ બોલ્યા: "ઇસમેં કયા શક હૈં–દાક્તરી મુઆઇના ( તપાસ ) યહી કહતા હૈ–ઇસમેં જેલ કે સિવા..." "હેં...જેલ...અરો જીજીરી..." કરતાક શેઠજી રડી પડયા હતા અને પોતાનું પાઘડું માથેથી ઉતારી બન્નેના પગમાં મૂકી બોલવા લાગ્યા હતા: "સા'બ, થોકી ગઉ છું. બચા લો મને." "હ...હ...હ..." પાછો ગજ્જુ હસવા લાગ્યો.

"પછી ?" હરજીએ પૂછ્યું.

"પછી. અરે પછી–પછી તો થાણુદાર કે', "જુઓ શેઠજી, એક કામ ન કરો." "કંઇ બી કરવા તૈયાર–મૂં તો" પછી થાણુદાર બોલ્યો: "પાંચસો રૂપિયા દાક્તરને, પોચસો મને–કેસ આખાને એવી સિફતથી હા..." ચપટી વગાડતા થાણુદાર બોલ્યા. 'સાબ ! પાંચસો રૂપિયા ? ઘણા છે." "અચ્છા–રામરામ" દાક્તર બોલ્યા "થાણુદાર સા'બ–જાને દીજિયે–કયોં નાહક કી..." "અજી નહીં સા'બ–નહીં સા'બ" પાછા હાથપગ જોડતા શેઠજી બોલ્યા અને પછી પાંચસો પાંચસો રૂપિયા પડાવ્યા ત્યારે...અને મને મળ્યા રૂપિયા દસ."

"હેં ?"

"હા."

બન્ને જણુ પછી આમતેમની વાતો કરતા રહ્યા.

"દાક્તરબાબુ મને કે 'ગજ્જુ'–મેં કહ્યું 'સરકાર.'"

"અરે ગંગૂ કે ઘરમેં કભી ચોરી હુઈથી?" મેં કહ્યું: "સા'બ, યાદ નથી." પછી બોલ્યા: "જૂઠી બાત. યે ગંગૂ યાં રહેતા હે વો ઠીક નહીં." મેં કહ્યું: "સા'બ ગરીબ બચારો છે. ભલે ને પડયો રહે."

ગંગૂએ આ સાંભળ્યું. તેને થયું. આ ઘર છોડીને. તે ક્યાંક ચાલ્યો જાય તો સારું.

"ને ગંગૂ..."

"હાં."

"બીજું સાંભળ્યું?"

"શું?"

"ગોરધનપરામાં ધાડ પડી."

ધાડનું નામ સાંભળતાં જ ગંગૂનું મન ધવાયું તેને એકાએક રાઘુનો બાપ યાદ આવ્યો.

"કેમ? કેમ મૂંગો થઈ ગયો, ગંગૂ?"

"કંઇ નહીં."

"ક્યાં પડી તે જાણ્યું?"

"ના."

"હરિવલ્લભને સાસરે."

"હેં?"

"હા. એમાં હેબતાઇ શે ગયો?"

"ના અમસ્તો જ."

"તો પણ?"

"ના, કંઈ નહીં."

"નહીં, નહીં, હાચું કે..."

"એ તો, જોને બચારા હરિવલ્લભ ઉપર શનિચરબેઠા લાગે છે."

"બેસે નહીં ? કેટલાં ખેડૂતોના નિસાસા લીધા છે એણે ? પૈસા ધીરી ધીરી–ખોટા ખોટા ચોપડા લખી ન જાણે કેટલું કેટલું વ્યાજ ચઢાવી, કેટલાય ખેડૂતોનાં ખેતરો હજમ કરી ગયો તે બેટો ! નિસાસા ન લાગે તો પછી શું થાય. પેલું શું કીધું છે–તુલસી હાય...ગંગૂએ અધૂરું ચરણ પૂરું કર્યું—

"તુલસી હાય ગરીબ કી, કબ હું ન ખાલી જાય.
મૂએ ઢોર કી સાંસ સે લોહ ભસ્મ હો જાય."

"અરે બાપા ! લોઢાં ય ભસમ હો જાય, તો પછી આ ચામડાનું દેહ છે, હરિવલ્લભનું તે કેમ ભસમ ન થઇ જાય."

"કોઇના બૂરામાં રાજી નહીં ભાઈ !"

"એને કેમ રાજી નહીં ? પેલી બચારી રાધુનાં ખોરડાં પડાવી લીધાં. પેલી ગંગાની માનું ખોરડું પણ પડાવવા બેઠો છે. અને શેઠ ફરામજીનું ખોરડું ને ખેતર, વાડી ને દારુનો કન્ટ્રાક્ટ એ બધું કોણે પડાવી લીધું ? જૂના દાક્તરબાબુની ખોટી ખોટી અરજી કરાવી કોણે અહીંથી બદલી કરાવી...અરે હા ! ઠાકર લેખાં ન લે તો પછી શું થાય ?"

"હશે. જવાદોને ભાઈ ! આપણે તો કોઈના બૂરામાં રાજી નહીં." અને ત્યાર પછી દાક્તરબાબુનો બુલંદ અવાજ "ગજ્જુ કયા કર રહા હે ઉધર. જલદી ઈધર આ." સાંભળીને ગજ્જુ ત્યાંથી દોડતો દોડતો દાક્તરબાબુના ઘર તરફ ગયો.

× × ×

રાધુના મનમાં 'હાહાકાર' વ્યાપ્ત હતો. કેમે તેને શાતા વળતી નહોતી. ગંગાને મનાવવા ગઈ હતી પણ બધી વાત ઊંધી વળી ગઈ. હવે શું થશે ? તે આ બદનામી લઇ હરજી સાથે કેવી રીતે રહી શકશે ? લોકો આંગળી ચીંધી ચીંધીને કહેશે:

"આજ તે રાધુ ! ભાઇ, અમે પહેલેથી જ જાણતા હતા. આમ જ હતું તો શે ભવ બગાડયો પેલી બચારી ગાય જેવી રાંક ગંગાનો ?"

પણ શું કરવું ? ક્યાં નાસી જવું . તેનો તે નિશ્ચય કરી શકી નહીં. નવીન અને શાંતિ તેને યાદ આવ્યાં. દાક્તરબાબુ અને તેમનાં માયાળુ પત્ની તેને યાદ આવ્યાં. ત્યાં જાય ? ના, ના, ગમે તેવાં ભલાં હોય તે લોકો પણ તે શા માટે ત્યાં જાય ? કયા અધિકારે ? તેમના સ્નેહનો અર્થ એ નથી કે નિરાધાર અવસ્થામાં તે ત્યાં જઈ તેમને ભારરૂપ થઈ પડે.

પોતાના મનને શાંત કરવા તે કામે વળગી પડી.

બીજે જ દિવસથી તે જંગલમાં જઇ લાકડાં કપાવવા લાગી. જ્યારે ગાડું ભરાવીને લાકડાં ખેતરે આવ્યાં, ત્યારે મજૂરો રાખી, હરજીની મદદથી એક નાની શી ઝૂંપડી ખેતર વચ્ચે, 'ટોપા' પાસે બનાવવાના કામમાં તે લાગી ગઈ.

હરજી મૂંગો મૂંગો કામ કરવા લાગ્યો.

રાધુએ ધાર્યું હતું કે બીજે દિવસે શાંત પડતાં ગંગા જરૂર આવશે, પણ તે આવી નહીં. સંધ્યા થવા આવી, આકાશે કેસરિયા સાડી પહેરી, નાનાં નાનાં બાલુડાં શાં તારકવૃન્દો આકાશમાં મન્દ મન્દ હાસ્ય કરવા લાગ્યાં, તો પણ ગંગા આવી નહીં. મન વધારે ઉદ્વિગ્ન થવા લાગ્યું.

"હરજી." તે બોલી.

"રાધુ."

"આ ઘરમાં હું રહી શકીશ નહીં."

"કેમ ?"

"ગંગાને તું અહીં લઇ આવ."

"શા માટે હું લાવું તેને ? ગરજ હોય તો આવે નહીં તો..."

"હરજી, વધુ બોલીશ નહીં."

"કેમ ન બોલું ? એ સમજે છે શું એના મનમાં ?"

રાધૂ ચૂપ રહી.

"એ સમજે છે શું ? રાંડનો ચોટલો ઝાલીને...પકડી જ લાવું."

રાધુ તો યે બોલી નહીં.

"મારે મન તો તે...તે મરી ગઈ."

તો યે રાધુ મૌન રહી.

રાધુનું મૌન હરજીને સાલવા લાગ્યું. એક શબ્દ પણ આગળ બોલવાની તેની હિમ્મત ચાલી નહીં.

ક્યાંય સુધી બન્ને જણ મૌન રહ્યાં.

"પણ ગંગાને અહીં લાવવી જ પડશે."

"પણ કેવી રીતે લાવું, રાધુ ?"

"એ હું ન જાણું. એ અહીં આવશે તો જ હું રહીશ."

"એટલે ?"

"એટલે કંઇ નહીં. આટલુંય સમજાતું નથી. તેના પેલા શબ્દો પછી હું અહીં કેવી રીતે રહી શકું ?"

"એટલે ? એક છોકરીના શબ્દોથી તું ડરી જઇશ ?"

"ડરતી નથી, પણ લોકો..."

"એટલે લોકોની નિંદાથી..."

"નિંદાનો સવાલ નથી. હરજી, તે તારી પત્ની છે."

"પત્ની છે એટલે દબાવે ?"

"દબાવવાનો સવાલ નથી. તેના મનનું સમાધાન તારે કરવું જ જોઇએ."

"મારે ?"

"હા."

"મારે એવી પડી નથી."

"એટલે એમ કે તારે મારી પણ પડી નથી."

"ના." એવું કંઇ યે નથી.

"સારું." બસ આટલું જ રાધુ બોલી.

આ સાંભળી હરજી રાધુ સામે જોઈ રહ્યો.

"ઠીક છે" હરજી બોલ્યો. "ઠીક છે, ઠીક છે."

"ગમે તેમ પણ તારે ગંગાને મનાવવી જ પડશે."

"એ મારાથી નહીં બને." હરજી બોલ્યો.

આ છેલ્લા શબ્દો સાંભળી રાધુ કંઈ બોલી નહીં. હરજીનું અભિમાન તેને આ બોલાવે છે તે પણ રાધુ સમજી; પણ હરજીને કેમ સમજાવવો તે તે સમજી શકી નહીં.

બન્નેનાં હૃદયો ગ્લાનિથી જાણે ભરાઈ ગયાં. કોઈ કંઈ બોલ્યું નહીં. હરજીને જગાડી, બધું ઢાંકી રાધુ ત્યાં જ નીચે જમીન ઉપર પડી રહી.

હરજી પણ કંઈ બોલ્યો નહીં. રાધુનો આ વ્યવહાર તેને ગમ્યો નહીં. રાધુના હૃદયમાં તેના માટે લેશ પણ લાગણી નથી એમ તેને થયું. તેણે તો ધાર્યું હતું-સારું થયું ગંગા ન આવી તે. મારે શી પડી છે તેની ? હું ભલો ને મારી રાધુ ભલી. એક ઝૂંપડી તૈયાર થશે. બન્ને જણ તેમાં રહેશું ને આનંદથી દિવસો વિતાવીશું. ખેતર છે, કૂવો છે, થોડાં ઝાડો છે, હું છું ને રાધુ છે; પછી જગતમાં તેને કોની પરવા છે ? અને પછી તેની કલ્પનાએ રાધુનું સુંદર મુખ તેની પાસે આવતું કલ્પ્યું. યૌવનમાં મસ્ત, એનું સુડોળ શરીર તેણે આલિંગન આપતાં કલ્પ્યું. ચાંદની રાત હશે, ખેતર ઉપર ચાંદની ફેલાયેલી હશે, ઝૂંપડી બહાર ખાટલામાં તે પડ્યો હશે, રાધુ ચૂલા ઉપર રાંધતી હશે. તેને સ્નેહથી ખાવાનું આપશે; અને પછી તે તેની પાસે આવી મીઠી મીઠી વાતો કરશે...પણ-પણ આ બધું સ્વપ્ન છિન્નવિચ્છિન્ન થતું તેણે જોયું. રાધુ તેને સ્નેહ કરવાને બદલે જાણે ગંગાને જ સ્નેહ કરે છે. ગંગા જ તેની સર્વસ્વ છે. ગંગા આવશે પછી તે મારી સાથે પ્રેમથી વાતો ય કરશે નહીં. આ જ રાધુ ! છી :

અને એને પેલીએ શું કહ્યું-'શે તમે તમારી રાધુ સાથે...' પણ રાધુ...રાધુ તો સ્વાર્થી છે. તેના સુખમાં તે સુખી નથી. તેને

તો લોકોની પડી છે. નિંદાનું ભૂત તેના ઉપર સવાર છે. અને જોયુંને ક્રોધમાં ને ક્રોધમાં જમી પણ નહીં. મારે શી પડી છે? ભલેને ન જમે?

આજે તે એક શબ્દ પણ બોલ્યા વિના ટોપા ઉપર ચઢી ઊંઘી જવા પોતાની ગોદડીમાં પડ્યો. રાધુ...રાધુ...મારે શી પડી છે રાધુની? રાધુને જ જો મારા માટે કંઇ ન હોય તો હું શા માટે તેની પાછળ પાછળ ગાંડો થાઉં, તે વિચારવા લાગ્યો અને આ વિચારોમાં ને વિચારોમાં તેને ઊંઘ આવી ગઈ.

રાધુને હરજીનો આ વ્યવહાર સાલ્યો, પણ તે આજે કંઇ બોલવા માગતી નહોતી.

વિષાદથી, અવહેલનાને અંગે તેનું મન ભરાઈ ગયું.

ગોદડીમાં પડી પડી તે ક્યાં સુધી આના વિચારો કરતી રહી.

"કોણ?" કોઈનો અવાજ સાંભળી તે બોલી.

"ગંગૂ."

"આવ ભાઇ, આવ."

"આવ્યો મા." તે ધીમેથી બોલ્યો.

"કેમ મોડા મોડા આ બાજુ ભાઈ?"

"ગમ્યું નહીં એટલે આ બાજુ ચાલ્યો આવ્યો. થયું તને મળતો જાઉં."

"સારું કર્યું. લે બેસ. ખાધું?"

"ખાવાનું તો એમ જ ચાલે. બટકું રોટલો મળી રહે તો ચાલે."

"લે તો ખા."

"તું જમી?"

"હા." રાધુએ ખોટું કહ્યું.

રોટલો લઇ ગંગૂ ખાવા લાગ્યો. રાધુ આ જોઈ રહી. ગંગૂનો ભોળો ચહેરો તેને ખૂબ ગમ્યો. કેવો બાળકની જેમ તે ખાય છે?

રાધુ ગંગૂને જોતી રહી.

"શું જુએ છે મા?" ગંગૂએ પૂછ્યું.

"કંઈ નહીં–વિચારતી હતી..."

"શું વિચારતી હતી?"

"કંઈ નહીં."

"તો પણ?"

"એ તો એ કે તને ઘર નથી, બાર નથી, સાવ એકલો છે છતાં કેટલો નિષ્ફિકર છે?"

"નિષ્ફિકર? ફિકર તો બધાયને હોય મા."

"ના ખોટું. તને જોઉં છું અને મને નવીન યાદ આવે છે."

"તેની તો મને ય યાદ આવે છે, બેન."

"બાળકોનાં જેવાં જો થવાતું હોય તો કેવું મઝાનું? ક્યાંય દુઃખ નહીં, અશાંતિ નહીં, અચેન નહીં."

"ખરી વાત. જો તેવું થવાતું હોય તો..."

"ન થવાય?"

"થવાય જો રામજીની કૃપા હોય તો."

"રામજીની કૃપા કેમ મળે?" અત્યંત ભોળપણથી રાધુએ પૂછ્યું.

"રામજીની કૃપા તો રામજીની કૃપાથી જ મળે, બેન!"

"એ મળે તો કેવું મઝાનું?" તે હર્ષમાં આવી બોલી.

"શ્રદ્ધા હોય તો બધુંય મળે."

"તને શ્રદ્ધા છે?"

"હું તો ગરીબ માનવી. મને શ્રદ્ધા છે કે નહીં તેનીય મને ખબર નથી, બેન."

રાધુને લાગ્યું–આ શબ્દોમાં જ તેની ખરી શ્રદ્ધા સમાયેલી છે. તે અંતરથી પ્રાર્થના કરવા લાગી: 'હે રામ! આવીજ અવિચળ શ્રદ્ધા આપજે. પ્રભુ!'

અને તેને થયું ગંગૂની પાસે તેને શ્રદ્ધા જડે છે; તેના સહવાસથી તેનામાં શ્રદ્ધા ઊપજે છે, તેની વાતોથી તેનું મન શાંત થાય છે.

તે એકાએક બોલીઃ

"તું કેટલો સારો છે. ગંગૂ!"

ગંગૂ ખાવાનું પૂરું કરી બોલ્યો. "એક લોટો પાણી આપીશ, મા!"

અંદર જઈ પાણીનો લોટો ભરી રાધુએ આપ્યો.

એક હાથ વડે લોટો ઉપાડી બીજા હાથને મોઢા પાસે લઈ જઈ, સંતોષથી તે પાણી પીવા લાગ્યો.

રાધુ આ જોઈ રહી—તેને થયું કેટલા સ્નેહથી ને આનંદથી તે પાણી પીએ છે.

રાધુએ કહ્યુંઃ "એક ભજન ગાને ગંગૂ!"

હરજીની ઊંઘ ક્યારે ઊડી ગઈ હતી તેની તેને ખબર પડી નહીં, પણ તેણે સાંભળ્યું કોઇ વાત કરે છે. તેણે પછી જોયું તો રાધુ પાસે ગંગૂ બેઠો છે અને બન્ને જણ કંઇ કંઈ વાતો કરે છે. હરજીનું મન ન જાણે કેવું થઈ ગયું, આ જ રાધુ જે થોડી જ ક્ષણ પહેલાં એની સાથે બોલી ન હતી. આ જ તે રાધુ જે થોડી જ ક્ષણ પહેલાં તેનાથી રૂઠી ખાધા વગર સૂવાનો ઢોંગ કરી પડી હતી. આ જ તે રાધુ જે હમણાં ગંગૂ સાથે તડાકા મારે છે.

"ગાઉં ?"

"હા. ગાને." અત્યંત લાડભર્યા સ્વરથી રાધુ બોલી.

હરજીનું મન અંદર ને અંદર બળવા લાગ્યું.

"ગાઉં જ?"

"હા. ગા."

તંબૂરાના તાર ઠીક કરી હરજી ગાવા લાગ્યો.

"રાધા નાચરી–ઈ–રાધા નાચરી, આજ દિન અતિ સુહાવતો, રાધા નાચરી.

મધુબનમેં, કાનો બંસી બજાવે, ગઉએં, હિત ધાંકર જાવે,
વ્રજ કી નારી ઉમંગ મનાવે, રાધા નાચરી–ઈ–રાધા નાચરી.
(હરજીના હૃદયમાં જ્વાળાઓ પ્રગટી.)
અતિ સુંદર, મનમોહન હૈ, રાધિકા કો, સાંવરો હૈ,
જશોદા કો, વો લાડલો હૈ, રાધા નાચરી–ઇ...રાધા નાચરી."

અને ભાવાવેષમાં આવી ગંગૂ નાચવા લાગ્યો.

હરજીના હૃદયમાં જ્વાળાઓ ભડભડ બળવા લાગી.

"બંસરી કી તાન સુરીલી. મન મોહન કી બંસી સુરીલી.
તોહે બુલાવત કાન રી–રાધા નાચરી–ઈ—ઈ–રાધા નાચરી.
તુ હૈ અંગ તો વો હૈ દેહ, તુ હૈ મન તો, વો હૈ જીવ,
તુ હૈ જીવ તો—વો હૈ બ્રહ્મ—સાકારમે નિરાકાર મિલત હૈ—"
રાધા નાચરી—ઈ—ઈ—રાધા નાચરી...

અને ભાવાધિકતામાં ગાયન પૂરૂં થયાં છતાં ગંગૂ નાચતો જ રહ્યો.

હરજીનું હૃદય બળીને રાખ થઈ ગયું.

તે બરાડી ઊઠયો: "કુણ સે આ ! રાતમાં ધમાલ કરે છે તે."

"ઓ હરજી ભૈયા ! માફ કરજો." ગંગૂ બોલ્યો; તેને ભાન આવ્યું અને તે એકાએક પોતાની જાતને સંભાળી જમીન ઉપર બેસી ગયો.

એક ક્ષણ પહેલાં રાધા કેટલા આનંદમાં હતી ? તેની સામે રાધા ને કૃષ્ણની મૂર્તિ નાચતી હતી. ગંગૂનું નૃત્ય જાણે તેની સામે રાધાનું નૃત્ય ખડું કરતું હતું–આનંદાવેશમાં આવી જઈ તે વિચારતી હતી–આવો સ્નેહ જો પ્રગટે તો કેવું સારું ?

ત્યાં તો હરજીના શબ્દોએ તેને આસમાનમાંથી જમીન ઉપર પટકી.

તે એક શબ્દ પણ બોલી નહીં—પણ તેના હૃદયમાં એક ઊંડો ચીરાડો પડયો.

કોઈ કંઈ બોલ્યું નહીં. કેટલી ક્ષણો એમ ને એમ પસાર થઇ ગઈ.

"જાઉં મા ?" ગંગૂ બોલ્યો.

"જઈશ ?"

"હા. મોડું થાય છે. જાઉં."

"જા તો ભાઇ!" રાધા માત્ર આટલું જ બોલી હતી.

અને પછી ગંગૂ પોતાનો તંબૂરો લઇ ચાલતો થયો.

રાધુ ક્યાંય સુધી આ જોતી રહી.

રસ્તા ઉપર જ્યારે ગંગૂ જતો હતો ત્યારે કોઇએ કહ્યું:

"એ."

"કુણ બાપુ ?" ગંગૂ બોલ્યો, તેણે જોયું કે એક બુકાની નાખેલો કોઇ માણસ ઊભો હતો.

"લે આ." અને પછી તે વ્યક્તિએ ગંગૂના હાથમાં એક કોથળી મૂકી.

ગંગૂ સમજી શક્યો નહીં, આ કોણ ? પછી–ધાડપાડુઓ યાદ આવતાં તે થંભી ગયો. પણ કંઇ વિચાર કરે તે પહેલાં તે વ્યક્તિ ક્યાંય અદૃશ્ય થઇ ગઇ હતી.

જ્યારે ગંગૂને ભાન આવ્યું ત્યારે તેણે જોયું–તેના હાથમાં એક કોથળી હતી અને તેમાં પચ્ચીસ રૂપિયા હતા. એક સામટા વિચારોના ધોધ તેના મગજમાં ધસારો કરવા લાગ્યા ! "પચીસ રૂપિયા ? એ કોણ ? રાધુનો બાપ તો નહીં !"

પછી તળાવ પાસે આવતાં ન જાણે શો વિચાર આવતાં તેણે તે કોથળી તળાવના પાણીમાં પધરાવી દીધી અને તંબૂરાના તાર છેડતો... "રાધા નાચરી..." ગાતો ગાતો તે ઘર તરફ ચાલતો થયો.

## [ ૧૬ ]

બીજે દિવસે સવારે જ્યારે રાધા જાગી ત્યારે તેનું મન હલકું હતું. વિષાદની ત્યાં આછી આછી જ છાયા હતી.

હરજી જાગ્યો, પણ તે કંઇ બોલ્યો નહીં. પછી તો દિવસ આખો રાધુ એટલા કામમાં પ્રવૃત્ત રહી કે હરજીના આ અબોલા તેની દૃષ્ટિએ પડયા નહીં. પણ હરજીને આ બહુજ સાલ્યું, છતાં તે આમથી તેમ કામ કરવામાં પ્રવૃત્ત રહ્યો. છાપરૂં ચણાતું હતું. રાધુ અંદર ગાર કરતી હતી. બપોરનો વખત હતો, છતાં હરજી જમવા આવ્યો નહીં.

તેણે આસપાસ બધેય જોયું પણ હરજી ક્યાંય દેખાયો નહીં.

"ક્યાં ગયો હશે ? જમવા કેમ ન આવ્યો ?" રાધુ વિચારી રહી.

પણ આમ વિચારમાં પડયા રહેવાથી કામ ચાલે તેમ ન હતું. મજૂરો બધા ખાતા હતા અને ખાધા પછી પાછા કામે લાગી જવાના હતા. તેને ખાવાનું ભાવ્યું નહીં. કેટલીય વાર સુધી જ્યારે હરજી દેખાયો નહીં ત્યારે તેણે થોડું ખાઇ પાણી પી લીધું અને હરજીને માટે ઢાંકીને મૂકી દીધું.

ત્રણ વાગ્યા. મજૂરો છાપરા ઉપર ચઢી નળિયાં ગોઠવવા લાગ્યા

છતાંય હરજી દેખાયો નહીં. રાધુ પાછી કામે લાગી. ઓરડીને લીપી લીધી. પછી મજૂરોને નળિયાં આપવામાં મદદ કરવા લાગી.

સંધ્યા થવા આવી. મજૂરોએ કામ પૂરું કર્યું હતું. છાપરું તૈયાર થઇ ગયું હતું. બે રોજમાં તો ગાર પણ સુકાઈ જશે.

"હાશ." તે બોલી.

મજૂરોને પૈસા ચૂકવી, તે ખાટલો ઢાળીને બેઠી.

સૂર્ય ક્ષિતિજમાં અસ્ત થવાની તૈયારીમાં હતો. પક્ષીઓનાં ટોળે ટોળાં આકાશમાં ઊડતાં પોતાના માળા તરફ ધસી રહ્યાં હતાં. આકાશમાં સુંદર રંગો ખીલ્યા હતા. દૂર દૂર વાદળાંઓ પણ દેખાતાં હતાં.

ખાટલામાં આડી પડી તે વિચારે ચઢી. આમ કેમ ચાલશે? હરજીનો આ વ્યવહાર કેમ સહન થશે? શા માટે તે આમ વર્તતો હશે?

કાલ રાતની વાત યાદ આવતાં પાછું તેનું મન ખિન્ન થવા લાગ્યું અને ગંગૂ ગાતો હતો. ને જ્યારે તેનું ગાયન પૂરું થયું હતું–ત્યારના તેના શબ્દો તેના હૃદયને સાલવા લાગ્યા.

તેનું અપમાન કરવાનો તેને અધિકાર હતો, પણ ગંગૂએ તેનું શું બગાડયું હતું? શા માટે ગંગૂનું અપમાન તેણે કર્યું હતું અને આ વિચાર આવતાં–તેને ગંગૂનો દયામણો ચહેરો યાદ આવવા લાગ્યો. હરજીના શબ્દો સાંભળી તેનું મોં કેવું પડી ગયું હતું?

ગંગૂ માટે અપાર શ્રદ્ધા તેના મનમાં જાગી.

આ વખતે સામેથી તેણે હરજી અને ગંગાને આવતાં જોયાં. ગંગા હસતી હસતી હરજી સાથે વાતો કરતી આવી રહી હતી.

આ જોઇ રાધુ પ્રસન્ન થઇ ગઇ. સારું થયું. છેવટે હરજી મારું કહેવું માની ગંગાને લઇ આવ્યો ખરો.

બન્ને જણ વાતો કરતાં કરતાં વાડીમાં દાખલ થયાં, પણ કોઇએ રાધુ સામું જોયું નહીં. એક વેણ પણ ઉચ્ચાર્યું નહી.

રાધુનું હૃદય આ જોઇ ઘવાયું છતાં તે બોલી:

"આવી ગંગા?"

એક ક્ષણ ગંગા કશું બોલી નહીં, પછી બોલીઃ

"ન કેમ આવું? મારું ઘર છે." અને પછી હરજી તરફ વળી બોલીઃ "કેમ નહીં ભલા?"

"ખરૂંસ્તો." હરજી બોલ્યો અને પછી જાણે તેણે રાધુને જોઈ પણ ન હોય તેવા ભાવે વાડીનું બારણું બંધ કરવા ચાલ્યો ગયો.

આ વ્યવહાર જોઇ રાધુ હેબતાઇ ગઈ.

કેટલીય વાર સુધી કોઈ કંઇ બોલ્યું નહીં, પછી ગંગા બોલીઃ

"તમે થાકી ગયા હશો. ભૂખ લાગી હશે."

"હા. દિવસ આખો ખાધું છે કોણે?" હરજી બોલ્યો.

"ખાવાનું તૈયાર છે કે નહીં?" છણકો કરી ગંગા બોલી.

"જે છે તે આ છે." રાધુ ઊઠી અને સવારના પડેલા રોટલા ને શાક બતાડતાં બોલીઃ "લાવો બીજા ઘડી દઉં?"

"ના. ના. એ હું કરી લઈશ. તમ તમારે લહેરથી ત્યાં બેઠાં રહો." ગંગા બોલી અને પછી માટલામાંથી લોટ કાઢવા લાગી.

રાધુ આ તિરસ્કાર સહન કરી શકી નહીં. તેનું મન એટલું રડું રડું થઈ રહ્યું કે તે ત્યાંથી ઊઠી અને વાડી બહાર ચાલતી થઈ.

"એ વ'લાં આવજો, શેઠાણી." ગંગા બોલી.

રાધુએ જાણે આ સાંભળ્યું જ નહીં.

રસ્તા ઉપર આવી તે વિચારોના વમળમાં અટવાવા લાગી.

"હે પ્રભુ! કંઈ માર્ગ બતાવ–માર્ગ બતાવ." તે રડી પડી. ક્યાંય સુધી તે તળાવને કાંઠે બેઠી બેઠી આ બનાવ ઉપર વિચાર કરતી રહી.

તેનું મન હાહાકાર કરી ઊઠયું. નહીં–નહીં, તે હવે અહીં રહેશે નહીં. તેને માટે અહીં સ્થાન નથી. અને ગઈ કાલથી હરજીનો વ્યવહાર તેને શૂળની જેમ ભોંકાવા લાગ્યો. નથી–મારું કોઇ નથી. આ જગમાં મને ક્યાંય સ્થાન નથી. હવે તે અહીં રહી શકશે નહીં. આવી અવહેલના અને

તિરસ્કાર તે સહી શકશે નહીં. જ્યાં રામજી લઈ જશે ત્યાં ચાલી જશે. આ ઘરને વાડી બધુંય છોડી ક્યાંય દૂર દૂર તે ચાલી જશે. શેઠનું ઘર છોડયું–તેનાં ઘરબાર બધાંય લૂંટાઇ ગયાં. હવે હરજી પણ તેનો નથી. હવે શા માટે અહીં રહે—!

અને આ વિચાર આવતાં તેનું હૃદય શોકથી એવું ભરાઇ ગયું કે તે તળાવની પાળ ઉપર ઊંધું વળીને જોરજોરથી રડવા લાગી.

× × ×

આજ સવારથી જ ગંગૂ ઉદાસ હતો. રાતનો બનાવ વારંવાર તેની આંખો સામે નાચતો હતો. રાધુનો ભોળો ચહેરો તેને વારંવાર યાદ આવતો હતો; અને હરજીએ કરેલું અપમાન? તે તો તે ગળી ગયો હતો–પણ તે શબ્દો તેને અત્યંત વિચિત્ર લાગ્યા હતા. હરજી કોઈ દિવસ એમ બોલ્યો ન હતો. કોઈ દિવસ આવાં કડવાં વેણ તેણે સાંભળ્યાં ન હતાં. એ રાધુ સાથે કેમ રહેતો હશે? રાધુ તેની પાસે કેમ રહી શકતી હશે–તે જ વિચારો તેને વારંવાર આવવા લાગ્યા. રાધુ ત્યાં સુખી હશે?

શા માટે આજ આ વિચારો: કોઈ દિવસ નહીં અને આજે જ શા માટે? રાધુનો ખ્યાલ કોઇ દિવસ નહીં ને આજે?

તેને થયું! આજ દિન સુધી રાધુ ને હરજી સુખી છે–હરજી ઘણો જ ભલો માણસ છે તેમ તેણે ધાર્યું હતું તેથી જ તેને કોઈ દિવસ રાધુ વિષે ખ્યાલ નહીં આવેલો. કદાચ કાલ રાતના બનાવથી તેને લાગ્યું હશે કે રાધુ ત્યાં સુખી નથી અને તેથી જ રાધુ માટે તેના મનમાં મમતા જાગી હશે.

અને પછી? પેલો માણસ જે રાધુનોજ બાપ? જો રાધુને ખબર પડે કે તેનો બાપ ચોર છે, ડાકુ છે તો તેને કેટલો આઘાત થાય? તેથીજ તો તેણે પોતાના ઘરમાં થયેલી ચોરી વિષે રાધુને કંઇ કહ્યું ન હતું.

પણ આ બધી ધાડોમાં તેનોજ હાથ હશે ? પ્રભો ! એ સાચું ન હોય—જો આ વાતની રાધુને ખબર પડશે તો ?

આ વિચારમાં તે હતો ત્યાં એક સિપાહી આવ્યો ને બોલ્યો.

"અબે તું જ ગંગૂ કે ?"

"હા બાપુ."

"ચલ મેરે સાથ."

"પણ ભઇશા'બ કાંઈ કામ ?"

"અબે કામ—બામ ફિર—ચલ મેરે સાથ."

અને પોલિસ તેને લઇનિ થાણે ઊપડ્યો.

ત્યાં જઈ જુએ છે તો હરિવલ્લભ શેઠ થરથર ધ્રૂજતા બેઠા છે. પાસેજ થાણદાર ને દાક્તરબાબુ બેઠા છે.

"અબે ગંગૂ કે બચ્ચે—" થાણદારે ત્રાડ પાડી કહ્યું "તેરેજ ઘરમેં ચોરી હુઈ થી કે ?"

"બાપુ ચોરી ?"

"અબે હાં ચોરી."

"ના બાપુ."

"જૂઠ બોલતા હૈ ? સચ બોલ ?"

"બાપુ ઈ તો—બચારો મારે ઘેર આવ્યો તો—ને એને પૈસા જોતા હશે તે લઇ ગયો."

"ઇ માને કોન ?"

"બાપુ...બ..."

"ક્યોં ડરતા હૈ. સચ બોલ નહીં તો..."

ગંગૂ ગભરાઇ ગયો. શું બોલવું ને શું ન બોલવું તે સમજી શક્યો નહીં. હવે નામ દીધા વગર છૂટકો પણ ન હતો.

"સા'બ...હું...તો ગરીબ ભિખારી..."

"ભિખારી જાય જહન્નમમેં—બતા સચ. સચ..."

"બાપુ, રાધુનો બાપ હતો."

"સર...સ...રકાર...તબ તો વોહી ડાકુ છે માલક...મને બચા લો સરકાર...મૂં તો મરગ્યો સરકાર..."

શેઠજી રડી પડ્યા અને બોલ્યા.

વાત આમ હતી કે શેઠજીને ઘેર ચિઠ્ઠી ચોટાડવામાં આવી હતી. ડાકુઓ આજ રાતના શેઠજીને ઘેર ધાડ પાડવાના હતા.

"અજી જનાબ, ઇસ બદમાશ કા ભી ઉસમેં હાથ ન હો." દાક્તરબાબુ બોલ્યા.

"હાં...અરે પુલિસ."

"હજૂર."

"જાઓ અભી કે અભી. ઇસ બદમાશ કે ઘરકી તલાશી લો. સબ ફૂંદ ડાલો.

"હજૂર." સિપાહીઓ હુકમ બજાવવા ચાલતા થયા.

"બાપ. ગરીબને કાં દખ દયો. મારે ત્યાં–"

"ચૂપ રે" થાણુદાર બોલ્યા.

"ઔર–ઔર–ઔર જનાબ થાનદારજી. ઇસ બદમાશને સરકારી જમીન દબા લી હૈ. વો જમીન શફાખાને (દવાખાનું) કે હદમેં હૈ. ઇસકો વહાં સે નિકાલના હોગા."

"બિલાશક. ગંગૂ અગર તેરે ઘરમેં પતા કુછભી લગા તો–યે–દેખ, ઇધર–ઉસ જેલમાં હી ભેજા જાયગા. સચ સચ બતા દે."

"બાપુ...જૂટ...જૂટ શા માટે બોલું... ?"

અને વધારે એક શબ્દ પણ બોલે તે પહેલાં તો થાણુદાર બાબુનો જોડા તેમના પગમાંથી નીકળી ગંગૂના મુખ ઉપર પડ્યો.

"હરામજાદે. સામને જવાબ દેતા હૈ ? જમાદાર, લગાઓ જૂતે સાલે કો.'

અને જમાદાર પોતાના પગનો જોડો કાઢી જેવો ગંગૂને મારવા જાય છે, ત્યાં તો શેઠજી બોલ્યા: "જવા દો–જવા દો. બચારા ગરીબને કંઇ મારો. ઇકો કંઇ કસૂર બચારાકો." શેઠજીથી બોલાઇ ગયું.

આજ વખતે સિપાહીઓ આવીને બોલ્યાઃ "હજૂર ! કુછ ભી નહીં હૈ–તલાશી લે લી."

"છોડ દો ઇસે." થાણદારે કહ્યું.

જ્યારે ગંગૂ ત્યાંથી ચાલ્યો ત્યારે તેના હૃદયના ભાવો એવા હતા કે તેનું વર્ણન કરવું અશક્ય છે. નિર્દોષ બિચારો–કારણ વગર તેનું આવું અપમાન. હે પ્રભુ! મેં શું કર્યું હતું કે મને બધા દેખતાં થાણદારબાબુએ જોડા માર્યો? થાણદાર તરફ તેને ઘૃણા ન થઈ, પણ તે તો બાળકની જેમ ડૂસકાં ખાઈ ખાઇને રડવા લાગ્યો.

બન્ને હાથ વચ્ચે મોઢું મૂકી તે ધ્રુસક ધ્રુસકે રડવા લાગ્યો.

'પ્રભુ! પ્રભુ! મારો શો વાંક? શા માટે–શા માટે મારું આવું અપમાન...?'

અને પછી તે કેમે કરીને પોતાનો શોક રોકી શક્યો નહીં. રડતો રડતો જ્યારે તે પોતાની પતરાની પેટી પાસે આવ્યો ત્યારે તેણે જોયું. બધું ખેદાનમેદાન થઈ ગયું છે. પોલિસોએ તેની ઓરડીનાં બધાં પતરાં ઉખાડી નાખી ફેંકી દીધાં છે. આ જોઇ તેને વધારે રડવું આવવા લાગ્યું. આગળ વધી જુએ છે તો તેનો તંબૂરો પણ ભાંગી નાંખવામાં આવ્યો છે.

એક બાળકને જેમ વગર વાંકે મારવામાં આવે, તેની બધીય વસ્તુ છીનવી લેવામાં આવે ત્યારે તે રડે તેમ ગંગૂ પીપળા નીચે બેઠો બેઠો રડવા લાગ્યો.

"મેં શું કર્યું હતું. શા માટે–શા માટે?" તે બોલવા લાગ્યો.

× × ×

રાધુ ક્યાં સુધી તળાવની પાળે બેઠી રહી? કાળી અંધારી અમાવાસ્યાની રાત્રિ હતી. ચારેકોર સૂનસાન લાગતું હતું. તમરાં તમતમ કરતાં હતાં.

તે ઊઠી અને વાડી તરફ વળી. અંદર જઇ જુએ છે તો ખાવાનું ખવાઈ ગયું છે. અને ટોપામાં જઈ હરજી અને ગંગા હસતાં હસતાં વાતે વળગ્યાં છે.

રાધુનો શોક અને દુઃખ તેને પાગલ બનાવવા લાગ્યાં. તરતજ તે પાછી ફરી. આ જીવનમાં તેને ક્યાંય શાંતિ નથી. નહીં, નહીં, નહીં, તે હવે અહીં રહી શકશે જ નહીં.

એકાએક તેને ગંગૂ યાદ આવવા લાગ્યો. વારંવાર ગંગૂનો ભોળો ને નિર્દોષ ચહેરો તેની દૃષ્ટિ સામે તરવરવા લાગ્યો.

તે ગામ તરફ ચાલતી થઈ, આજ વખતે બંદૂકોના ધડાકાથી ગામ આખું ચોંકી ઊઠયું. ધાડ–ધાડની બૂમો સંભળાવા લાગી. લોકો બારણાં ભીડી ભીડીને અંદર ઘૂસવા લાગ્યાં. પણ જાણે આનું રાધુને ભાન ન હતું. તેના હૃદયમાં આજે જાણે સ્થાન ન હતું. તેનું હૃદય તો આના કરતાંય કોઇ એક ભયંકર ચિત્કાર અને હાહાકારથી ભરાયલું હતું...તે તો આગળ ને આગળ વધતી ગઇ.

થોડી જ વારમાં ધડાકા બંધ થયા. બેચાર બોકાનીવાળા માણસો દોડતા દોડતા નાઠા.

"મર ગયા–મર ગયા.સરદાર મર ગયા."ની બૂમો સંભળાવા લાગી.

તોયે રાધુએ એ તરફ ધ્યાન ન દીધું.

તે આગળ ને આગળ ચાલવા લાગી.

"મર ગયા બિચારા." એક પોલિસ બોલ્યો.

"કૌન મર ગયા?"

"ડાકુકા સરદાર."

"રાધુકા બાપ."

"રાધુ! રાધુ!"

તે થોભી.

"તેરા બાપ–બેચારા મર ગયા–લોહીલુહાણ..."

"ક્યાં?" અને રાધુ ગાંડીની જેમ તે તરફ દોડી.

એકાએક અસંખ્ય વિચારોથી તેનું મન ઘેરાઈ ગયું.

તેનો બાપ? તેનો બાપ મરી ગયો? ધાડમાં? ઓ પ્રભુ?!

ન જાણે કેમ આજે તેને તેના મનમાં પિતા માટે પણ લાગણી

જન્મી. મા મરી ગઈ હતી બાલ્યકાળમાં–દાદો મરી ગયો જ્યારે શાણી હતી–અને આજે તેનો બાપ પણ ?

તેણે જ્યારે ત્યાં આવીને જોયું તો ઊંધે મોઢે તેનો બાપ મરેલો પડયો છે. તે મૃત પિતાદેહ ઉપર પછાડ ખાઈને પડી.

ગંગૂ દોડયો. દોડતો દોડતો આવ્યો.

"રાધુ–મા–મા આ શું ?" ગાંડાની જેમ રાધુને જગાડતો બોલ્યો.

"ઓહ ! ઓહ ! !" રાધુ ભાનમાં આવી બાળકની જેમ રડવા લાગી.

"બિચારી !" કોઈ બોલ્યું.

"બોત બૂરા હુઆ."

"પર થા બડા હરામી. ડકૈતી કરને ચલા થા."

"ચાલ મા ! મારી સાથે ચાલ." ગંગૂ બોલ્યો.

રાધુ ગાંડાની જેમ ઊઠી અને ગંગૂ સાથે ચાલવા લાગી.

તળાવની પાળ પાસે આવતાં આવતાં ગંગૂ બોલ્યો:

"મારું ઘર ગયું–બાર ગયું. મારે અહીં સ્થાન નથી. હું તો જાઉં છું મા."

"ક્યાં ?"

"દૂર દૂર–આ ગામથી દૂર–જ્યાં ભગવાન લઈ જાય ત્યાં."

"હું પણ આવું છું, ગંગૂ."

"કેમ ?"

"બસ–મારે કોઈ નથી–તું મારો બાપ..."

"ચાલ મા ! ચાલ્યા જઈએ."

અને બન્ને જણ તે કાળી અંધારી રાતે તે નિર્જન ધૂળથી ઢંકાયેલા પથ ઉપર ચાલી નીકળ્યાં.

**સમાપ્ત.**

